અસલ મ્હોટી

# ગજરામારૂ

# ની વાર્તા.

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કર્તા.

બુકસેલર મંગળદાસ બેહેતારામ શાહ.

રીચીરોડ—અમદાવાદ.

સંવત ૧૯૮[illegible]. સને ૧૯૨૫.

આવૃત્તિ ૫ મી. પ્રત [illegible]૦૦૦.

મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી.

પાનકોર નાકા—અમદાવાદ.

કીંમત. ૦—૮—૦.

# ગજરામારૂની વાર્તા.

શ્રી ગણેશાયનમઃ શ્રી શારદાયનમઃ શ્રી ગોપીજન વલ્લભ ય નમઃ
અથ શ્રી ગજરામારૂજીની વારતા લખી છે.

**દુહાઃ**—પ્રથમ નમું પ્રીતે કરીરે, ગરૂવા ગણપતને લાગુ પાયરે; ગરૂવા૦ બુધ્ધિ અનુપમ આપજોરે, મારી જીભલડી જશ ગાયરે મારી૦ માતા છે જેની પારવતીરે, જેના પીતા છે શંકર દેવરે; જેના૦ બુધ્ધિ બુધ્ધિ દેજો મુજને ઘણી, સદા કરૂ તમારી સેવરે, સદા૦ ૨ અંગે સીંદુર છે અતિ ઓપતુ રૂડા મોદીકનો છે આહારરે; રૂડો૦ બહુ દેવ તમારી સેવા કરે; કરૂણાળુ વિઘ્ન હરનારરે કરૂણાળુ૦ સાચી હેતો માતા સરસ્વતીરે; તમને ચરણે નમાવું શીશરે; તમને૦ મારી જીભાએ જશ દયો ઘણો; રંક જાણી ન કરશો રીસરે, રંક ૪ કળીયુગમાં કાલીદાસનેરે, માતા પ્રસન્ન થયાં સાક્ષાતરે; માતા૦ મુને વર દયો વરદાનની ગજરામારૂની રચું વાતરે, ગજરા૦ ૫ મુરખને તેં કવી કર્યા રે, જીને આવી અવિચળ વાણરે, જીએ૦ રૂડા ગ્રંથ રચ્યા અવની વિષે, તેજ કૃપાએ થયા જાણરે, તુજ૦ ૬ હું પ્રભુજી તમને નમુંરે, નીશદીન ધરીને ધ્યાનરે, નીશ૦ ખરો આશ્રય છે હરિતણો; નીજ સેવકનું રાખો માનરે, નીજ૦ ૭ જે સેવક છે તમ તણારે તેની પુરો છો મનની આશરે, તેની૦ માટે કરગરી વિનંતી કરૂં, સદા હોજી ચરણોના દાસરે, સદા૦ ૮ કવિજન ગણપત સરસ્વતિ અને ઇશ્વરની સ્તુતિ કર્યા પછી વાર્તાનો આરંભ કરે છે.”

ઉત્તરદીશાએ માંડવગઢ કરીને એક શહેર છે. તે શહેરમાં રાજા

સોજાન નામે પોતાનું રાજ્ય ચલાવતો હતો. તે રાજાને સાત રાણીઓ હતી, તેમાં છ રાણીઓ માનીતી હતી; અને સાતમી રાણી દામાવંતી તે અણમાનીતી હતી, માટે છ ઉપર રાજાની અધીક પ્રીતી હતી ને સાતમી ઉપર કાંઇજ પ્રીત ન હતી. એક દિવસે, એવો યોગ બન્યો કે માંડવગઢથી એક કોશ દુર, નદીપર એક ગામ હતું તેમાં ઘણા ખરા ગરીબ લોકોની વસ્તી હતી. તે ગામમાં એક ચંડાલણી (ઓળગાણી) રહેતી હતી; તે સાવરણી તથા સુંથીયાં વિગેરે લઇને મહોટા પરોઢીએ ઉઠીને માંડવગઢમાં વેચવા આવી. તે રાજાના દરબાર આગળથી નીકળી તેવામાં જસાજા મહારાજા હાથમાં લોટો લઇ ઝાડે ફરવા વાડામા (સંડાસ) જતો હતો, તેને ચંડાલણીએ જોતા મનમા વિચાર કર્યો કે રાજાને સાત રાણીઓ છે તો પણ કોઇને પેટ સંતાન નથી તેથી એ વાઝીયાનું મુખ જોઇશ તો મારા સાવરણી તથા સુંથીયાં ખપસે નહિ ને વળી ઘરમા પણ કજીઓ કંકાસ થશે ને આખો દહાડો ઉદાશીમાં જશે. માટે પોતાના હાથમાથી સાવરણી પોતાની મોં આડી ધરી કે જેણે કરી વાંઝીયા રાજાનું મુખ જોવામા ન આવે. એવી રીતે જે ચરિત્ર કર્યું. તે સર્વે રાજાએ જોયું ને તરત પોતાના મનમાં ચેતી ગયો; ને વિચાર કરવા લાગ્યો કે નીચમાં નીચ જે ચાંડાલણી તેણે પણ મારૂ મુખ જોયું નહી, તેનું કારણ શું હશે એવું સમજીને અતીશે ક્રોધ કરીને ઓળગાણીને પોતાની પાસે બોલાવીને પુછે છે.

**દોહા**:—સત્ય કહે ચંડાલણી, સાચી બાજની કેમ વારી નારરે;
સામી૦ તે તો કહેને મુજને વારતા, નહીં તો દંડ દઉ નીરધારરે;
નહી તો૦ ૧ સાચું ન બોલે તો જાણજે, તુંને સુળી દેઉ આદીસારે.
તુને૦ મારૂં મુખ ન જોયું તેંમાનની, માટે છેદાવું તારૂં શીરરે, માટ૦ ૨

રાજા કહે છે હે ચાંડાલણી તેં પ્રાતઃકાળમાં મારૂં મોં જોઇને આડી સાવરણી કેમ ધરી અને મુંઢ ફેરવીને ઉભી રહી એવો શો

દોષ મારામાં છે જે તેં નીચ જાતે પણ મારૂં મોં ન જોયું માટે જે તારા મનમાં હોય તે કહે, જો સાચું નહી બોલે તો સહુ લોક દેખતાં તને શુળીએ ચઢાવીશ સાચુ બોલીશ તો તારો ગુનો માફ કરીને છોડી દઈશ. ને વળી તારી બરદાશ કરીશ, એવી રીતે રાજાનાં નીરભય વચન સાંભળીને ઓળગાણી રાજાને કહે છે મહારાજ સાંભળો.

દુહોઃ—મેલામાં મેલો જુઓ મીઢોરે કાંઈ તેથી મેલો લોભરે કાંઈ૦ એથી મેલોરે રાજા વાંઝીઓ, તે તો મુવે ન પામે મોક્ષરે, તેતો૦ ૩

હે રાજાજી મેલામાં મેલા આટલા માણસ છે એક તો જે હૈયા મેલો માણસ હોય તે અઘોર પાપ કરે, તેતો મુખે થોડું બોલે અને ગરીબ જેવો દેખાય જાણે બગલો સરોવર કાંઠે ધ્યાન ધરીને બેઠો પણ લાગ આવેથી પાણીમાના મચ્છને તુરત ઉંચકી લે છે તેમજ થોડા બોલો કપટી માણસ હોય માટે તેવા પુરૂષનું સવારમાં મોં જોવું નહી અને બીજે જે અતિ લોભીયો માણસ હોય તે પણ લોભને વશ સદાય રહીને ઘણાં નીચ કર્મો કરે છે. માટે તેનું પણ સવારમાં મોં જોવું નહી હે રાજા એ બે મેલા કરતાં પણ જેને કાંઈજ સંતના (પુત્ર અથવા પુત્રી ) નથી એવો જે વાંઝીઓ તે જો મોટો રાજા હોય તો પણ તેનું મોં જોવું વ્યાજબી નથી દુર દેશાવર જતાં અથવા દરેક શુભ કામે જતાં તેના શુકન બીલકુલ લેતા નહીં માટે હે વિવેકી રાજા જે સાચો વિચાર હતો તે મેં આપને કહી દીધો આપને સાત રાણી છે, તે છતાં કાંઈ સંતાન નથી માટે મેં આડી માર્જની (સાવરણી) ધરી તેની અપેક્ષા કરવી અથવા ગમે તે દંડ દેવો તે આપની મરજી ઉપર આધાર છે. એવી રીતનાં ઓળ-ગાણીનાં વચન સાંભળીને રાજાની બધી રીસ ઉતરી ગઇ અને ચાક-રને કહ્યું કે આ ઓળગાણીને કમોદના ચોખા બે મણ આપો તે,

સાંભળીને ચાકરે તરત ચોખાની ગાસડી બાંધી આપી તે લઇને પોતાના મનમાં ખુબ ખુશી થતી પોતાને ગામ જવા નીકળી તે રસ્તે ચાલતાં મનમાં વિચાર કરે છે કે આ બે મણ ચોખા મારે ઘણા દહાડા ચાલશે અને ત્યાં સુધી સાવરણી સુંથીયાં વેચવા જવાની મહેનત ઓછી કરવી પડશે. ને વળી મારો ધણી ખુશી થશે, એમ વિચાર કરતી પોતાને ઘેર આવીને માથા ઉપરથી ચોખાની ગાંસડી હેઠી ઉતારી તે જોઈ તેના ધણીએ પુછયું કે ગાંસડી તું કયાંથી લાવી? સ્ત્રી કહે છે કે તેનું તમારે શું કામ છે તે સાંભળીને તેનો ધણી કહે છે કે હે સ્ત્રી તું મારી પાસે સાચુ બોલ નહી તો તને ઘરમાંથી કહાડી મુકીશ. ત્યારે ઓળગાણીએ કહ્યું રાજા જસાજામે આપી છે. તે સાભળતાં તેનો ધણી કહે છે કે સ્ત્રી એ રાજા તો વાંઝીઓ છે તેથી એનું અન્ન આપણાથી ન ખવાય અરે જેનું સવારમાં મુખ ન જોવાય તેનું અન્ન તે કેમ ખવાય ઓળગાણી કહે છે કે આખુ શહેર એનું અન્ન ખાય છે, તો આપણને ખાતા શી હરકત છે? આપણ બધા લોક કરતાં મોટાં કે રાજાનું અન્ન ન ખવાય? તે સાંભળીને ઓળગાણો કહે છે કે જે શાસ્ત્ર નથી સમજતો તેજ રાજાનું હરામનું ખાય પણ સમજુ તો હલાલથી રાજાની ચાકરી કરીને તેના જે પગાર આવે તેજ ખાય છે. કશી વાતનો સંબંધ નહી છતાં રાજા મફત આપે છે તો પણ સમજુ માણસ લેતાં નથી.

હે સ્ત્રી હુ તને જે કહું છું તે તારા માનવામાં સાચું ના આવતું હોય તો પરીક્ષા જોવાને સારૂ આપણા ઘરમાં કોદરા છે તેને ભરડીને તેમાંથી કોદરી કાઢીને તેના ભેગા રાજાના ચોખા ભેળીને ચકલાંને નાખ, તે જો ચકલા કોદરીની સાથે ચોખા ખાઈ જાય તો પછી આપણે ખાઈશું. એ પ્રમાણે ઓળગાણાના વચન સાંભળીને ઓળગા-ણીએ કોદરીના ભેગા ચોખા ભેળીને નાખ્યા; ચકલાંએ તેમાંથી કોદરી કોદરી વીણી ખાધી અને ચોખા અનામત પડયા રહેવા દીધા, એ

રીતનો પ્રત્યક્ષ દાખલો જોઇને ઓળગાણી ચોખાની ગાંસડી માથે લઇને પાછી રાજાના દરબારમાં આવીને કહ્યું કે મહારાજ આ તમારા ચોખા પાછા લ્યો, કેમકે તમારૂં અન્ન પંખી સરખાંએ પણ ખાતાં નથી. તો પછી અમારાથી કેમ ખવાય? એમ કહી ચોખાની ગાંસડી પાછી મુકીને પોતાને ઘેર ચાલી ગઇ. એટલે પાછળથી રાજાના મનમાં અત્યંત ખેદ ઉત્પન્ન થયો ને પોતાના મનમા વિચાર કરવા લાગ્યો કે નીચમાં નીચ જે ચંડાળ તેણે પણ મારૂં અન્ન ખાધું નહી. એવું વાંઝીયામેણું છતાં હું રાજ્ય સુખ ભોગવું છું તે કશા કામનું નથી, કેમકે ઓળગાણીએ આવી રીતે કહ્યું ત્યારે મારા શહેરની રઇયત મારી પછવાડે મનમાં આવે તેમ નીંદા કરતી હશે. એમ ધારીને પોતાની છ માનીતી રાણીઓ હતી તેને પાસે બોલાવીને કહ્યું કે મારે સાત રાણીઓ છતાં માથે વાંઝીયામેણું રહ્યું ને તે મ્હેણાને લીધે કોઈ મારૂં મ્હોં જોતું નથી અને શુકન પણ લેતું નથી. માટે હવે હું આ શહેરમાં એક ક્ષણવાર રહેનાર નથી. રાજપાટ સહુ છોડી દઇને અઘોર વનમાં જઈ મહાદેવનું ધ્યાન ધરીને ઉગ્ર તપ કરીશ. તેણે કરીને મહાદેવ પ્રસન્ન થઇ મને પુત્ર ફળ આપશે ને મનનો મનોરથ પુર્ણ કરશે તો પાછો આવીશ ને જો તેમ ન થયું તો પછી આવરદા પુરી થતાં લગી વનમાં રહીશ. એવી રીતનાં રાજાનાં વચન સાંભળીને માનીતી છએ રાણીઓ રાજાની સામે હાથ જોડીને કહે છે કે મહારાજ! આપ ઘેર બેઠાં ઈશ્વરની ભકતી કરો. એટલે તમારો મનોરથ પુર્ણ થશે. હે સ્વામીનાથ! આપ અમારો ત્યાગ કરી સીધાવો છો તેથી અમો શી રીતે દીવસ ગુજારીશું? આપના વગર અમને એક ક્ષણવાર સુખ ઉપજનાર નથી માટે અમારો શુકન માન્ય કરી રહો તો બહુ સારૂં. એવું સાંભળીને રાજા કહે છે કે હે

ત્રીઓ તમે હજાર વાત કરશો તો પણ હું તમારૂં માનનાર નથી. માટે હવે તો તપ કરવા જઇશ. એમ કહીને પોતાનો ફુલચંગ નામે પ્રધાન હતો, તેને રાજ રૂડી રીતે ચલાવવાની ભલામણ કરી કહ્યું કે હે પ્રધાન ! તું મારો જુનો અને સમજુ પ્રધાન છે તેથી આપણી રઇયતની ઉપર રહેમ નજર રાખીને નિતિથી રાજ ચલાવજે એમ કહીને પોતે કાળો પોશાક પહેરીને કાળા ઘોડા ઉપર બેસીને નગરના સરવે લોકોને જતી વખત શીખામણ દઇને કહે છે મારા નગરવાસી લોકો હું વાંઝીયા મ્હેણું ટાળવાને વનમાં જઉં છું. અને તમારી ઉપર દયા રાખવા વીશે મેં મારા પ્રધાનને ભલામણ કરી છે, તે તમારી ઉપર રાજ્ય ચલાવશે ને હું તપ કરવા જાઉં છું, મહાદેવ પ્રસન્ન થશે ને પુત્ર ફળ આપશે તો ફરી પાછો આવીશ, નહીતર વનમાંજ રહીશ માટે મારો કંઇપણ અપરાધ હોય તો ક્ષમા કરજો. એવી રીતનાં રાજાના પ્રીતિ ભરેલાં વચન સાંભળી સરવે રઇયત રાણીઓ તથા દાસીઓ વગેરે રૂદન કરે છે.

દુહો:—રાણીઓ રૂવે રંગ મહેલમાંરે; કાંઇ દાસી રૂવે દરબારરે કાંઇ૦ રઇયત રૂવેરે સારા શહેરનીરે; કાઇ વરતાયો હાહાકારરે કાંઇ૦ ૪. હાટે રૂવેરે હાટ વાણીયારે, તે તો પાડી હડતાલરે; તે તો૦ પ્રાણી માત્ર રહેરે ઉદાસમાંરે, કાંઇ વૃક્ષે નમાવી છે ડાળ રે; કાઇ૦ ૫ કાળે ઘોડેને કાળે લુગડેરે, કાંઇ રાજા જાગે વનવાસરે, કાંઇ૦ વાંઝીયા મેણું ભાગવારે છોડી ચાલ્યા નગરની આશરે છોડી૦

રીતે રાજાને વનવાસ જતી વખત રંગ મહેલમાં રાણીઓ અપાર રૂદન કરે છે ને દાસીઓ તથા સરવે ચાકરો દરબારમાં રૂવે છે અને બજારમા વેપારીઓ રડીને દુકાનો બંધ કરી હડતાલ પાડી તે જોઇ નગરવાસી સરવે શોકાતુર થયા એવી રીતનો શોક પશુ પક્ષીઓનાં જાણવામાં આવ્યો એટલે તેઓ પણ પોતપોતાનો ખોરાક ખાવો

સુકી દઇને ઝુરવા લાગ્યાં, તે જોઇ કૂમળાં ઝાડ તથા ફુલનાં ઝાડ કરમાવા લાગ્યાં અને મ્હોટાં ઝાડોનાં પાન ખરી પડયાં એવો બનાવ જોઇ રાજાએ વીચાર કર્યો કે મારી ઉપર સરવેનો પ્રેમ કેવો છે તેની પરીક્ષા કરવાનો આ ખરો સમય છે ને એવી રીતની પ્રીતિ સહીત જેવું તે સારૂં છે, એવો વિચાર કરી વળાવા આવેલા સરવે લોકોને કહે છે કે મારાં વહાલાંઓ તમારો સરવેનો અપાર પ્રેમ મારી ઉપર છે પણ મારે મેણું ટાળવા ગયા વગર છુટકો નથી તેથી તમે સરવે પાછાં વળો મને બહુ વીલંબ થાય છે માટે આજ્ઞા આપો એવાં રાજાના વચન સાંભળી પ્રજાએ આજ્ઞા આપી કહ્યું કે ઇશ્વર આપના સરવે મનોરથ પુર્ણ કરો ને કુશળ કલ્યાણથી પાછા પધારી આપનું રાજ્ય કરો, એ અમારો સર્વનો આશીરવાદ છે રાજા કહે તથાસ્તુ ! એટલું કહીને પોતાનો ઘોડો જોરથી હાંકીને પંથે પડયો એટલે રઇયત સરવે પાછી વળી પોતાને ઘેર આવી અને રાજા ઘણો દુર નીકળી ગયો જેમ જેમ આગળ જાય છે તેમ તેમ નાનાં પ્રકારનાં ફળોનાં ઝાડ આવે છે ને તે મધ્યે સુવાસીક પુષ્પોનાં ઝાડ ઝુકી રહ્યા છે, એની શોભા જોઇ એક સુંદર વૃક્ષ નીચે આરામ લેવાને ઘોડા ઉપરથી હેઠળ ઉતર્યો ને એક સેતરંજી પાથરીને તે ઉપર સારી પેઠે આરામ લઇ ઉઠયા પછી આઘો પાછો ફરી જુવે છે તો એક સુંદર દેવાલય જોયું એટલે તેની પાસે ગયો ને જુવે છે તો દેવળમાં એક મહાદેવનું લીંગ હતું તેના ગોખમાં પાર્વતી અને ગણુપતીનાં દર્શન થયાં તેથી રાજા બહુ પ્રસન્ન થયો અને પોતાના મનમાં નિશ્ચય કર્યો કે જેનું ધ્યાન ધરી તપ કરવાને ધાર્યું હતું તે આપોઆપ આ સ્થાનકે બીરાજે છે, વળી પુષ્પો બીલી વગેરે સર્વ છે, ઘોડાને ચારવાનું પણ પુષ્કળ ઘાસ પાણી છે માટે આજ સ્થાનકે તપ કરવું એ બહુ ઉત્તમ છે, એમ ધારી દેવળ પાસે એક સુંદર અને ગંજાવર આંબાનું ઝાડ હતું,

તેના નીચે આસન કર્યું પછી તેજ દિવસે નાહી ધોઇને પુષ્પ બાલી લાવી મહાદેવની પુજા કરીને ફળ આહાર કરી એક ચીત્ત રાખી ઉગ્ર તપ કરવા લાગ્યો એમ કરતાં બાર વરસ પુરાં થવા આવ્યાં તો પણ મહાદેવજીએ એકે દિવસ કશી રીતનો પરચો દેખાડયો નહી ને દર્શન પણ દીધાં નહી તોપણ રાજા પોતાનું ધ્યાન ચુકતો નથી. એવામા એક દીવસને સમયે બે શીકારીયો શીકાર કરવાને અરણ્યમાં નીકળી પડ્યા છે, તે શીકાર કરીને શીકારની ઝોળીઓ ખભે ભેરવી ચાલ્યા આવે છે તેઓએ વેગળેથી ઝાડ તળે રાજાને અને ઘોડાને બેઉને દીઠા એટલે વીચાર કરે છે કે આપણે પેલા ઝાડ તળે જઇ જે માણસ દેખાય છે તેને મારી નાંખીને પાસે ઘોડો છે તે લઇ જઇએ એમ ધારીને શીકારી રાજા તરફ ચાલ્યા આવે છે તેને રાજાએ દુરથી દીઠા એટલે પોતાના મનમાં વીચાર કરે છે કે પેલા બે જણા હથીઆરબંધ આવે છે તે લુંટારા જેવા દેખાય છે તેઓ ઘોડો લઇ જવાની લાલચે મને મારી નાંખશે, પરંતુ હું મરવાથી જરાએ બીહીતો નથી કેમકે હું પોતાનું રાજસુખ છોડી આ વનમાં તપ કરવા આવ્યો છું તે બાર વરસ થયા તોપણ શિવજી પ્રસન્ન થયા નહીં માટે જે એ લુટારા મને મારશે; તો તેને હાથે મરણ પામીશ એટલે મારે માથે વાંઝીયામેણું છે તે દુ:ખનો અંત આવશે કેમકે જે માણસ પોતાના દરેક દુ:ખને લીધે આપઘાત કરી જીવ કહાડે છે તો તેનો ઇશ્વર પાસે ન્યાય થતી વખતે પોતાને જવાબદાર થઇને તે પાપનું માઠું ફળ ભોગવવા નરકે જવું પડે છે. એટલુંજ નહી પણ સાત અવતાર એવા આપઘાત કરવાના ભોગવવા પડે છે માટે દુખીયારા કોઇને પણ જે માણસ મારે છે તેને ઇશ્વરને ત્યાં જવાબદાર થવું પડે છે, માટે હાલમાં મારી તપશ્ચર્યા પુરી થઇ છે ને મારૂં ચીત શિવની ભક્તિમાં લીન થએલું છે તેથી મહાદેવ મારી સદગતી કરશે ને આ મોહરૂપી સંસારમાંથી છુટીશ, એવો

નીશ્ચય કર્યો એટલામાં પેલા ઉભા રહ્યાં તેમને જોઈ રાજા કહે છે, હે ભાઇઓ તમે એકદમ ઉતાવળથી ચડીને મારી ઉપર આવ્યા ને હવે તમે શા વિચારમાં પડયા જે થંભીને ઉભા રહ્યા માટે તમોએ જે તમારા મનમાં મનોરથ ધારેલો હોય તે ઝટ પાર પાડો એટલે આ દુઃખરૂપી દુનીયામાંથી છુટીશ ને વળી તમારો બહુ ઉપકાર માનીશ માટે હે સાહસીક કામ કરનાર શીકારીઓ હવે ઝટ કરો એવાં રાજાના વચન સાંભળીને શીકારીયો આશ્ચર્ય પામી પોતાના મનમાં વીચાર કરે છે કે આ કોઇ મોટો પ્રતાપવંત ચતુર પુરૂષ છે કે એક ગાઉ ઉપરથી જે મનમાં ધારણા કરી હતી તે એના જાણવામાં આવી માટે એવા જ્ઞાનીના ઉપર હાથ ઉચકવો તે ઠીક નહી એમ વીચારીને તે બેઉ શીકારીયો રાજા સામે હાથ જોડીને કહે છે કે હે મહારાજ આપ કોઈ મોટા દેવાંશી રાજા છો. મહા તેજસ્વી દેખાઓ છો, પણ શા કારણ માટે આ જંગલમાં આસનવાળી બેઠા છો, તેનું ખરૂં કારણ હોય તો અમોને કહો કેમ કે અમોએ આપની ઉપર ઘાતકી બુદ્ધિ કરી હતી તેની ક્ષમા માગીએ છીએ. એવું શીકારીઓનું બોલવું સાંભળીને રાજા કહે છે કે હે ભાઈઓ, હું માંડવગઢનો રાજા હું સર્વે વાતે સુખી હતો; પણ મારે કાંઇ સંતાન નથી તેથી માથે વાંઝીયા મેણું છે તે ટાળવાને આ વનમાં આવીને બાર વરસથી શીવજીનું ધ્યાન ધરી તપ કરૂં છું, એવાં રાજાનાં વચન સાંભળીને બેઉ શીકારીઓ માંહોમાંહે કહે છે કે આપણે બેઉ જણ આ રાજાના જેવાજ વાંઝીયા છીએ માટે આપણે પણ એની જોડે બેસીને મહાદેવની પુજા કરી તપ કરીશું તેથી પ્રસન્ન થઇ આપણને પણ પુત્રફળ આપશે એમ નિશ્ચય કરી પોતાની ઝોળીઓ ઝાડની ડાળે ભરાવીને રાજા પાસે આસન વાળી બેઉ જણા બેઠા; ને શીવનું ધ્યાન ધરવા લાગ્યા એમ કરતાં બે ત્રણ દિવસ થયા શીકારીઓને બહુ ભુખ લાગી તેથી તેઓ આકુળ

વ્યાકુળ થવા લાગ્યા કે આપણે ક્ષુધાએ કરી બહુ પીડા પામીએછીએ તે આ વનમાં તો કાંઇ ખાવાનું મળનાર નથી માટે આપણે ઝોળીમાં જે શીકાર લાવ્યા છીએ તેને સમારી શીજવીને ખાઈએ એટલે આપણી ક્ષુધા શાંત થશે. એમ કહી તેઓએ ઝોળીમાંથી શીકાર કહાડ્યા અને મહાદેવની જળાધારી ઉપર મુકી છરીએ કરી કાપવા માંડ્યા એટલે તેમાંથી રૂધીર નીકળીને શીવજીની જળાધારીની માંહે પડવા લાગ્યું ને છાંટાઓ ઉડયા તેથી શીવલીંગને પણ રૂધીર લાગ્યું આવી રીતે શીકારીઓને ઘોર કર્મ કરતા જોઇને મહાદેવ અતિશય આકુળ વ્યાકુળ થયા એટલે વિચાર્યું કે આ દુષ્ટ મહા પાપીઓ અવિચારી છે તેને સમજાવીને ઝટ વિદાય કરૂં તો ઠીક નહિ તો એ મુર્ખાઓ અહીંથી જશે નહીં ને મને ભ્રષ્ટ કરી મુકશે એમ ધારી તરત જોગીનું રૂપ લઇને શીકારીઓની સામા આવી ઉભા રહીને કહ્યું કે અરે મુર્ખાઓ તમે આ મહાદેવને ભ્રષ્ટ કરો છો અને તમે શા કારણ માટે અહીં આવ્યા છો, તે કહો. ત્યારે શીકારીઓ કહે છે કે અમારે એ જણને કાંઇ સંતાન નથી તેથી વાંઝીયા મેણું છે. માટે આ મહાદેવ પાસે પુત્ર લેવા આવ્યા છીએ તે પ્રસન્ન થઈ પુત્ર આપને એટલે તરત અમારે રસ્તે પડીશું ત્યાં સુધી જનાર નથી. એવું સાંભળીને જોગી (શીવજી) કહે છે અરે અવિચારી દુષ્ટો તમે પાપી છો માટે તમોને પુત્ર મળનાર નથી. એવું સાંભળીને શીકારીયો કહે છે ગમે તેમ થાઓ પણ અમે પુત્ર લીધા વગર અત્રેથી ખસનાર નથી એવી રીતે સાંભળીને જોગીએ વિચાર કર્યો કે આ પાપીઓને ગમે તેમ સમજાવી અહીંથી કાઢવા જોઇએ. પછી જોગીએ પોતાની માયાએ કરી કેવળ સામેના આંબા ઉપર પાકી કેરીઓ બતાવીને પેલા શીકારીઓને કહ્યું કે સામો આંબો દેખાય છે તે ઉપરથી બે

ફરીઓ લાવો તે કહેતાં લાવ્યા એટલે જોગીએ કહ્યું કે એ ફળ લઇને તમે બેઉ તમારી સ્ત્રીઓને ખવરાવજો એવું સાંભળી પંથે પડયા, એટલે જોગી (શીવજી) અંતર ધ્યાન થઈ ગયા. તે ચમત્કાર જોઇને રાજા પોતાના મનને કહે છે કે હું બાર વરસથી એક ચિતે આ શિવજીનું ધ્યાન ધરી તપ કરૂં છું તે મને તો કોઈ દિવસ સ્વપ્ને પણ દરશન દીધાં નહી ને આ દુષ્ટ પાપીએ મહાદેવને હેરાન કરી ભ્રષ્ટ કર્યા તેને ત્રણ દિવસમાં ફળ આપી વિદાય કર્યા માટે હવે કયારે શીવજી પ્રસન્ન થઇ મને પુત્ર ફળ આપશે તે કાંઇ સમજી શકાતું નથી, તેમ મારાથી બીજો કશો અવિચાર થાય નહી, શિકારીઓ તો મુરખ હત માટે અયોગ્ય રીતીયે શીવજીને કંટાળો આપી વરદાન લઇ ગયા પણ હું જો કશી રીતે અયોગ્ય ચાલુ તો બાર વરસનું મારૂ તપ ક્ષણમ ભંગ થાય તેમ ન કરતાં હવે તો શીવજીની મહા પુજા કરી ધુપદીપ ઇત્યાદિ કરીને હરહર મહાદેવ કહી મારા મસ્તકની કમળ પુજા કરૂં તેથી મહાદેવને ગમશે તો પુત્રફળ આપશે નહીં તો કઈલાસમાં વાસ આપશે તે બેઉ ફળ લાભકારક છે. એમ ધારીને અરણ્યામાથી નાના પ્રકારનાં સુવાસી પુષ્પો તથા બીલી પુષ્કળ લાવીને શીવજીની જળાધારી તથા શીવલીંગ જે શિકારીઓએ રૂધિરથી ખરડેલું હતું તેને ખુબ પાણી લાવીને સ્વચ્છ કરી ધોઈ નાંખીને વીધીપુર્વક શીવજીની પુજા કરી. બીલી ચઢાવી ધુપ દીપ આરતી કરી છેલ્લી પુષ્પાંજળી અર્પણ કરીને પછી પોતાની તરવાર જમણા હાથમા લઇ શીવજીની પ્રાર્થના કરી કહે છે હે શંભો ! મેં આપની પાસે આવી બાર વરસ પુજા કરીને તપ કર્યું તો પણ મને આપનાં દર્શન થયાં નહિ માટે છેલ્લી વારની આ મારા મસ્તકની કમળ પુજા ઉદાર મનથી અર્પણ કરૂં છું તે અંગીકાર કરી આપને ગમે તે ફળ આપજો, એમ કહી ઝટ ગળા ઉપર તરવારનો ઝટકો મારવા જાય છે તેવામાં સાક્ષાત શીવજીએ અદ્ભુત જોગીનું સ્વરૂપ ધરીને રાજાનો હાથ ઝાલ્યો ને

કહ્યું કે હે રાજા તારી સેવા ભક્તિ જોઇ હું ઘણોજ પ્રસન થયો હું એટલે પ્રમાણે કરી રાજાએ કહ્યું કે ભોળાનાથ મને આશ્ચર્ય લાગે છે કે દુષ્ટ શીકારીયોને તમે ત્રણ દિવસમાં પ્રસન્ન થઇ વર આપ્યો ને મેં બાર વરસ તપ કર્યું ને જ્યારે અંતે કમળ પુજા અર્પણ કરવા માંડી ત્યારે પ્રસન્ન થયા તેનું કારણ શું ? તે કહો ત્યારે શીવજી કહે છે કે તે દુષ્ટ શીકારીયો મને સંતાપી ફળ લઇ ગયા છે તેથી તેમને પુત્ર તો થશે પણ તે થઇને વહેલા નાશ પામશે, જે છાણમા અનેક કીડાઓ ઉત્પન્ન થાય છે, પણ તેનો વહેલો નાશ થાય છે. માટે હે તપસ્વી રાજા, તને તારા પ્રમાણે ફળ આપવું જોઇએ એમ કહીને રાજાને કહે છે કે તારે કેટલી રાણીઓ છે ? રાજા કહે છે સાત રાણીઓ છે ત્યારે મહાદેવે કહ્યું કે આ દેવળની સામો જે આંબો છે તેની ઉપરથી સાત કેરીયો તોડી લાવ એવું કહેતાં રાજા ઉપર ચઢયો ને સાત કેરીઓ તોડીને હેઠા ઉતરી શીવજી પાસે આવી ને કહે છે કે મહારાજ ! આ ફળને શું કરૂ ? શીવજી કહે છે કે; એ લઇને તું તારે ઘેર જા ને સાત રાણીઓને વહેંચી આપજે ને તેઓને ગર્ભ રહેશે ને પુત્ર થશે એ રીતનાં મહાદેવનાં વચન સાંભળી રાજા બહુ પ્રસન્ન થયો ને બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યો.

દુહો:—જગદેશ્વર મહાદેવ તમને વીનવુંરે. હુંતો લળી લળી લાગુ પાયરે હુંતો० વાંઝીયા મેણુંરે મારૂ ભાગીયુંરે, મારી સહાય કરજો સહાયરે મારી० વીધવા નગરી સધવા થઇરે. મને આપ્યો નવો અવતારરે મુને०

હે જગદીશ્વર મહારાજ તમને સાંષ્ટાંગ દંડવત પ્રણામ કરીને કહું છું કે મેં સાચા ભાવથી જેવી તમારી ભક્તિ કરી તેવા તમે મને પ્રસન્ન થઇને મારૂં વાંઝીયા મેણું ભાગ્યું તેથી મારા નગરના લોકો જે મારા વિયેગથી વીધવાપણું ભોગવતા હતા તે હવે મને જોઇ

સધવાપણું પામશે કેમકે જ્યારે હું નગર છોડી વનવાસ નીકળ્યો ત્યારે નગરવાસી લોકોએ બહુ દીલગીરી થઇને મારી આશા છોડી હતી કે રાજા ફરીથી આપણને ક્યાંથી મળશે ? પણ હે ભોળાશંભુ ! હે વરદાયક દેવ તમો બહુ ઉદાર છો કેમકે જે જે મનુષ્ય અને દેવ તપ કરે છે તે સર્વને વરદાન આપી સંતુષ્ટ કરો છો, તેમ મારી ઉપર બહુજ કૃપા કરી માટે વારંવાર તમને નમસ્કાર કરૂં છું હે દયાનીધી હવે મને આજ્ઞા આપો પ્રણામ કરૂં છું શીવજી કહે સુખેથી જા અને રાજસુખ ભોગવ એમ કહી મહાદેવ અંતરધ્યાન થયા એટલે રાજા પોતાનો ઘોડો તૈયાર કરીને તે ઉપર સ્વારી કરી લાંબી મજલો કરીને વહેલા નગર સમીપ આવ્યા, એટલે લોકોએ મનમાં બહુ હરખ પામીને દોડતા આવી દરબારમા ફુલસંગ વજીરને અને રાણીઓ દાસીઓ વગેરે સરવેને ખબર કહી તે સાંભળી સરવેના મનમાં બહુજ આનંદ થયો અને વજીર સરવે સેનાને નવા પોશાક પહેરાવી હાથી ઘોડા રથ, પાલખી નગારાં નીશાન વીગેરે તૈયાર કરી અને ગાજતે વાજતે સામૈયું લઇ રાજાને તેડવા ગયા ત્યાં લઇ જઇ રાજાને જરીનાં વસ્ત્રો તથા હીરા જડીત અલંકાર પહેરાવીને શણગારેલા ઘોડા અસ્વાર થઇ નગરના વેપારીઓ સહીત સાજન માજન સાથે ગાજતે વાજતે પુરમાં પધાર્યા તે સમયે નગરના લોકોએ સોના રૂપાના ફુલથી વધાવ્યા અને સ્ત્રીઓએ મેડી ઉપરથી પુષ્પ વૃષ્ટિ કરી જ્યારે દરબારમાં પધાર્યા ત્યારે પ્રધાને પુછયું કે જોશી મહારાજ આજનો દીવસ કેવો ચોખ્ખો છે તે ટીપણામાં જોઇને કહો ત્યારે જોશીએ પાઘડીમાંથી ટીપણું કહાડીને કહ્યું કે " મકર કુંભ મીન મેષ વરખ મીથુન ને કરક એટલે આજે કરકનો ચંદ્રમા છે રાજાને સાતમો ત્રાંબાને પાયે ઘણો લાભકારક છે, વળી અમરત સિદ્ધિયોગ છે તે અતિ ઉત્તમ છે માટે જે શુભ કામ કરવું હોય તે સુખે કરો

એવાં જોશીનાં વચન સાંભળીને પ્રધાને રાજગોરને બોલાવી શાસ્ત્ર વિધી પ્રમાણે રાજ્યાભિષેક કરી ફરીથી ગાદી ઉપર બેસાડયા તે દિવસે સરવેને પાનનાં બીડાં ગુલબનાં પુષ્પના તોરા અને ગુલાબનું અત્તર વગેરેથી માન આપી સહુનાં સાકરથી મોં ગળ્યાં કરાવ્યાં અને જાચકોને દાન આપી પ્રસન્ન કર્યાં; એ રીતે ધામધુમ કર્યા પછી સરવે સભાસદોને ઘેર જવાની આજ્ઞા આપી ને રાજા કચેરી બરખાસ્ત કરી પોતાના ખાનગી ઓરડામાં ગયા. એટલે એક દાશી સંદેશો લઇ આવી અને રાજાને કહે છે કે મહારાજ આપની માનીતી રાણીઓ આપને મળવાને આતુર થઇ રાહ જોઇ રહ્યાં છે તેમને કૃપા કરી દરશન આપવા આપ વહેલા પધારો; એવું સાંભળીને રાજા તે દાસી સાથે રાણીઓ પાસે પધાર્યા, એટલે સરવેએ ઉભા થઈ તેમને નમન કર્યું અને મખમલની ગાદી ઉપર બેસાડી ઘણા દિવસનું વૃત્તાંત પુછવા લાગ્યા, તે સાંભળી રાજાએ પોતાની વીતક વાત કરીને મહાદેવ નાં આપેલાં સાત ફળ રાણીઓને આપ્યાં. ને કહ્યું કે સાતે રાણીઓ વેંચી લ્યો. ને નાહી ધોઇ ધોઈ પવિત્રપણે ખાજો તેથી તમને પુત્ર થશે એ પ્રમાણે કહી રાજા પોતાના ઓરડામાં પધાર્યા એટલે છએ રાણી દરેકને ભાગ એક એક આવશે, ને સાતમી જે અણમાનિતીના નામની તે તેને આપીશું તો એને પણ પુત્ર થશે તો પછી આપણું માન ઓછું થાય માટે એના છ કકડા બરાબર કરીને આપણેજ વહેંચી ખાઇએ પછી આપણને કોણ પુછનાર છે એમ કહી તેજ વખતે નાહયા ધોયા વગર સાત ફેરી છ જણીઓ ખાઇ ગઈ અને તેનાં છોતરાં ગોટલા બારીએથી રસ્તામાં ફેંકી દીધાં, ને તે પછી ભોજન તૈયાર થયું એટલે ભાતભાતની રસોઇની સામગ્રી એક રૂપાના થાળમા પીરસી રાજાને બોલાવી પ્રેમ સહીત જમાડી હાથ ધોયા પછી પાનનાં બીડાં આપ્યાં તે ખાઇ રાજા પોતાના પલંગપર આરામ લેવા પધાર્યા

તે પછી માનીતીઓ જમી. એ રીતે તેઓ સુખમાં લીન થયાં છે. પણ અણમાનીતી (દામાવંતી) ની કોઇએ ખબર લીધી નહી ત્યારે કહેવત છે કે જેનો બીજો કોઇ બેલી નથી તેનો પરમ દયાળુ ઇશ્વર બેલી છે. તે પોતે બાનાની પત રાખે છે. માટે દામાવંતીની ઉપર પોતાનાં પતીનો પ્રેમ નહોતો પણ તેને ઇશ્વરરૂપ ગણતી ને જે દિવસથી રાજા વનવાસ ગયા તે દિવસથી દામાવંતી પોતાના મહેલમાં રહી શીવજીની ભકિત કરી પોતાના પતિનું કલ્યાણ માગતી હતી. ને નિશદિન કહેતી કે ભોળાનાથ તમો પ્રસન્ન થઈ મારા સ્વામીને વર આપશો તો મને પણ તમારા પ્રતાપથી સુખ મળશે. એવો મારો દ્રઢ નિશ્ચય છે એવી પરમ પવિત્ર દામાવંતી ઘણીવારથી પતીની તરફથી કાંઇ ફળ મળશે એવી આશા રાખી રાહ જોયા કરતી હતી તેને કાંઇ ન મળતાં પોતાની દાસીને બોલાવીને કહે છે. કે હે દાસી રાજાજી વનમાં જઇ બાર વરસ તપ કરીને શીવ પાસેથી પુત્ર થવા માટે કાંઈ ફળ લાવ્યા હશે તે પોતાની માનીતી રાણીઓને આપ્યાં હશે, મારે સારૂ કાઇ મોકલ્યું નથી તો તેમની મરજી પણ તું માનીતીઓની બારી નીચે જઈ જો કે ત્યાં કાંઇ ફળ છોતરાં ગોટલા જે કાંઇ નાંખી દીધું હોય તે તરત લઇ આવ એ રીતે રાણીનાં વચન સાંભળીને દાસી તરત જઇ માનીતીઓની બારી નીચે જોયું તો પાકી કેરીના સાત ગોટલા અને છોતરાં પડેલાં જોઇને વિચાર કર્યો કે આ રૂતુ કાંઇ કેરીની નથી કેમકે આંબાના પાદડાં સુદ્ધાં સુકાઇ ગયાં છે. તો નિશ્ચય રાજાજી આજ નવાઇનાં ફળ લાવ્યા હશે ને માનીતિયોએ ખાઇને છોતરા ગોટલા નાખી દીધા હશે એમ વિચારી તરત તે બધાયે વીણી લઇને પોતાની બાઈ દામાવંતી પાસે આવીને કહ્યું કે બાઇ સાહેબ મહેલ નીચે તો ફકત આ છોતરાં ને ગોટલા પડેલા હતા ને તે તાજાજ છે માટે એજ નવાઇની ચીજી

નીશાની છે, તે લ્યો. એમ કહી રાણીના મ્હો આગળ ઢગલી કરી તે જોઇ દામાંવંતી કહે છે કે, હે દાસી બાર વરસે સ્વામીજી ફળ લઇ આવ્યા તેમાંથી એક કટકો પણ મને આપ્યો હોત તો હું બહુ પ્રસન્ન થાત, પણ હું એમની રાણી કહેવાઇ મીથ્યા નથી થવાની માટે મારે મન તો છોતરાં ને ગોટલા છે ભાવથી માની લઉં છું માટે તું એની ઉપરનો કચરો લુગડેથી લુંછી નાંખ અને પછી તેને કચરીને ભુકો કરી મને આપ કે હું તેની રાબ રાંધીને પીઉં, એવું કહેતા દાસીએ તરત તૈયાર કરી આપ્યું તે લઇને રાણીએ તેની રાબ રાંધી તૈયાર કરીને પીવાના વાડકામા કહાડી, એટલામાં પોતાના મનમાં એક બીજો વીચાર સુઝયો તેથી વળી દાસીને કહ્યું કે હે દાસી તું ફુલસંગ વજીરને હમણાં ઝટ તેડી લાવ એવું કહેતા દાસી વજીરને તેડી લાવી તેને માન આપી ગાદી નાંખી બેસાર્યો અને રાણી કહે છે કે હે બુદ્ધિમાન પ્રધાન તમે સર્વ સદગુણના ભરેલા છો તેથી તમને એક વિચાર પુછવો છે તે એ કે રાજાજી બારે વરસે તપ કરી વર પામી ફળ લઇ આવ્યા હશે તે તો બધી માનીતીને આપ્યા કેમકે મારાં સુદ્ધા સાત રાણીઓ છે ને ફળના ગોટલા છોતરાં પણ સાત સાત છે તે સરવે ખાઇ બારી નીચે ફેંકી દીધેલાં તે મેં દાસી પાસે મંગાવીને શીવની પ્રસાદી જાણી મેં તેને વાટીને રાબ પીવાનો વીચાર કર્યો પણ એક સંદેશો આવ્યો કે રાજાજી તો મારે મહેલે કોઇ દીવસ આવતા નથી ને આ રાબ પીવાથી મને ગર્ભ રહેતો રાજા મારી ઉપર કોપાયમાન થઇ કલંક મુકે તે સારૂ તમો ઠરેલ વિચારના પ્રધાન છો. તેથી જેમ કહો તેમ કરૂં પણ જે દહાડે કામ પડે તે દહાડે પરમેશ્વર પ્રીતિથી ખરી સાક્ષી પુરવી પડશે એવું સાંભળીને પ્રધાન કહે છે હું તમારી ઇચ્છા છે તો સુખેથી રાબ પીવો કામ પડેથી વીગત સહીત આપીશ; એટલે દામાવંતી સુર્ય ચંદ્રની સ્તુતી કરી કહે છે કે

દુહોઃ—ચંદ્ર સુરજ તમને વીનવુંરે, મારી સાચેરી પુરજો સાખરે મારી૦ અબુરે માનીની જોને હું ઠરી લજ્યા ભલેરી રાખરે મારી૦ રાજા મહેલે નથી આવતારે મન જુઠું ચઢાવે આળરે; મને૦ પતીવ્રાના જોને પુત્ર થયો એવું આવશે મુજ પર આળરે. એવું૦ જગદેશ્વર મહાદેવ તમને વીનવુ રે મારી ભલેરી રાખજો લાજરે, મારી૦ પુત્ર પ્રસાદીનો આપશો તો મારાં સરવ સરસે કાજરે મારે૦ ફુલસંગ વજીર તમને વીનવુંરે મારી સાચેરી પુરજે સાખરે, મારી૦ ચણુરેમાનીતી હું ઠરીને મારી લજ્યા ભલેરી રાખરે મારી૦

હે જગતમાં પ્રકાશ આપનાર ચંદ્ર અને સુર્યદેવ તમને બે હાથ જોડીને નમસ્કાર કરીને વીનંતી કરૂં છું કે તમારી સાક્ષીએ હું રાબ પીઉં છું તેથી કામ પડે ત્યારે માથેથી કલંક ઉતરે એવી સાચી સાખ પુરજો. એવી પ્રાર્થના કરીને ફુલસંગ વજીરને કહે છે કે ઇશ્વર ઇચ્છાથી ગને પુત્ર થાય તો તેને બેસવા લાયક ઘોડો જોઇએ માટે આ રાબમાથી થોડીક મારી ઘોડીને સારૂ રાખી તમારા દેખતાં હું પીઉંને થોડી ઘોડીને પાઉં એમ કહી પ્રધાનના દેખતાં પોતે પીધી ને થોડી ઘોડીને પાઇ પછી પ્રધાનને કહ્યું કે તમને શ્રમ આપ્યો તેની ક્ષમા કરવી ને હવે આપને જવા આજ્ઞા આપું છું એમ કહી પ્રધાનને વીદાય કર્યો; હવે ઇશ્વરની ગતી ન્યારીજ છે તેની માયામા બ્રહ્માદીક સરખા ભુલા પડયા તો આપણી શી ગણત્રી માટે દેહ ધરી મનુષ્ય સારૂં યા નરસું જેવું ફળ કરે છે તેવું પામે છે. હવે માનીતીઓએ તાજી કેરી ખાધી ને દામાવંતીની ભાગની પણ ખાઇ ગઇ અને દામાવંતીએ તે છોકરાં ગોટલાની રાબ પોતે પીધી તથા ઘોડીને પાઇ તેથી બધાંને સાથે ગર્ભ રહ્યો જ્યારે નવ માસ પુરા થયા એટલે સાતે રાણીને સાત પુત્ર જન્મ્યા અને ઘોડીને સાડાબાર મહીને એક ઘણો સુંદર બળવાન વછેરો જન્મ્યો. હવે રાજાની પાસે દાસીદ્વારા વધામણી તો છ માનીતી

રાણીઓનીજ પહોચી એટલે રાજા બહુ પ્રસન્ન થયા વધામણી લાવ-નાર દાસીને તથા સર્વે યાચકો-સેવકો જેને જેવું ઘટે તેવું ઇનામ આપી બધાને સાકર આપી આનંદ પામ્યા પણ માનીતી રાણીઓએ ઇશ્વિરની ચોરી રાખી અણમાનીતીની કેરી ખાઇ જવાથી તેમનાપર કોપાયમાન થયા તેણે કરી તે રાણીઓના પુત્રો ઘણા કદરૂપા અને ખોડ ભરેલા અવતર્યા અણમાનીતીનો ખરો ભરૂસો ઇશ્વર પર હતો તેથી તેને દેવાંશી અને મહા રૂપવાન કુંવર જનમ્યો. પણ આ વાતની રાજાને મુદલ ખબર નહતી હવે દામાવંતીએ પોતાની દાસીને કહ્યું કે તું આપણા જોશીને તેડી લાવ એટલે કુંવરના જન્માક્ષર કરાવીએ. એવું કહેતાં દાસી તરત જોશીને તેડી લાવવા તૈયાર થઇ એટલે રાણી કહે છે દાસી સાંભળ.

**દુહા**:—દાસી મારી તુંને વીનવુંરે તુંતો ઝટપટ તૈયાર થારે તુંતો૦ જનમોત્રી કરાવીને પુછીએરે તુંતો જોશીને તેડવા જારે તુંતો૦

હે દાસી તું ઝટપટ તૈયાર થા. અને જોશીને બોલાવી લાવ કે આપણા કુંવરની જન્મોત્રી કરાવીને નામ રાશી પુછીએ એવું સાંભળી દાસી ઉઠી જોશીને ઘેર જઇ કહે છે.

**દુહા**:—કુળના જોશી તમને વીનવુંરે હું તો નમી નમી કરૂં જુહારરે હુંતો૦ મારી બાઇએ મુને મોકલીરે, તમે ઉઠી ચાલો એક વારરે તમે૦

હે કુળના જોશી મહારાજ મારી બાઇ તમને બોલાવે છે માટે વહેલા ચાલો તે સાંભળતાં જોશી ટીપણું તથા બીજું જોઇતું પુસ્તક લઈ દાસીની સાથે તરત દામાવંતીને મહેલે પધાર્યા એટલે બાજઠ ઉપર બેસારીને પુછે છે.

**દુહા**:—કુળના જોશી તમને વીનવુંરે હું તમથી નાનેરી લાગુ એનરે હુંતો૦ જનમોત્રી કરજો જોઇને કુંવર જનમ્યો છે માઝમ રેનરે-

કુંવર૦ કીયા નક્ષત્રમાં કુંવર આવીયોરે, તમે પાકેરૂં કરજો કામરે, તમે૦ ધરણી ધરૂજેરે, જેના તેજથીરે, એવું ધરાવો કુંવરનું નામરે એવું૦

હે જોશી મહારાજ તમે જીવ રાખીને પુસ્તકમાં જુવો કે આજ રાત્રીએ કુવરનો જન્મ થયો છે તે સમયે રાત્રીના અગીયાર કલાક બરોબર થયેલા હતા માટે તે સમયે કીયું નક્ષત્ર હતું ને તે નક્ષત્ર ઉપરથી કઇ રાશી આવે છે તથા રાશી ઉપરથી શું નામ પાડવું વળી એના ગ્રહ કેવા છે ને તે કેવો પરાક્રમી થશે એ વગેરે જન્મ-પત્રીકા જેજે જોવાનું હોય તે તમારા ટીપણામાં અને પુસ્તકમાં જોઇને મને કહો એવી રીતે રાણીના વચન સાંભળી જોશીએ ગણીત કરી જન્મ પત્રિકા તૈયાર કરીને રાણીને કહે છે હે રાણીજી સાંભળો.

દુહા:—શુભ નક્ષત્રમાં કુંવર જનમીયોરે એ તો રાખે પીતા કેરો હામરે એતો૦ ધરની ધરૂજે એના તેજથીરે એતો મતીયોમાંરૂ પાડો નામરે એનું આપમતે સહુને જીતશેરે, એતો ભરશે મોટી મોટી હામરે એતો૦ જગદેશ્વર મહાદેવ એની સહાયમારે, એનું ગજરાંમારૂં પાડો નામરે એનું૦

હે રાણીજી તમારો કુંવર શુભ નક્ષત્રમાં જનમ્યો. છે ને એના ગ્રહ એવા બળવાન છે કે એ દીર્ઘ આયુષ્યવાળો મહા તેજસ્વી કાંતીવાન પરાક્રમી અને અત્યંત દયાળુ તથા ઘણોજ બળવાન થશે, પણ તે પોતાની જ મતી પ્રમાણે ચાલશે પિતાનાં કરતાં ઘણું આબ-રૂદાર નામ કહાડી એવો હીમતવાન થશે કે ગમે તેવું ભારે કામ કરવામાં બાથ ભીડાવશે વળી પોતાની પ્રજા તથા સર્વ લોક પણ એના ગુણ ઉપર મોહીત થઇ બહુ પ્રિતી રાખશે એ બંધુએ ખરૂં પણ બાર વરસની ઉમર થશે એટલે એના પીતાના વચનથી એને વનવાસ જવું પડશે તે વન જઇ પાછો કુશળ કલ્યાણથી ઘેર આવશે તે પછી પોતાના બાપની ગાદીએ બેસી રાજસુખ ભોગવસે ને તે

જગદેશ્વર મહાદેવનો આપેલો છે, માટે અહોનીશ તમારા કુંવરની રક્ષા કરશે અને એનાં જન્મના નક્ષત્ર ઉપરથી તો એનું નામ ગજરામારૂ આવે છે માટે એજ નામ અતી ઉત્તમ છે, તેજ રાખજો અને ઉપર મેં મતીયોમારૂં નામ કહું તો તે એ ઉપરથી કે એ પોતાની મતી પ્રમાણે યોગ્ય રીતીએ ચાલશે માટે ઉપનામ સમજવું. ખરૂં નામ તો ગજરામારૂ છે તે માટે તેજ પાડજો એ પ્રમાણે તમારા કુંવરના જન્માક્ષરનું વૃત્તાન્ત છે તે બધું તમને કહ્યું તે સાંભળી દામાવંતી પોતાની દાસીને બોલાવીને કહે છે.

દુહો:—ઝટપટ ઉઠો મારી દાસીયોરે તમે પેરો દક્ષણી ચીરરે તમે૦ થાળ ભરી સગ મોતીયેરે તમે વધાવો જોશી વીરરે તમે૦

રાણીના વચન સાંભળીને દાસીઓએ જોશી મહારાજને મોતીએ વધાવ્યા. તે પછી બીજો હુકમ કર્યો કે હે દાસી જોશી મહારાજને એક થાળ ભરીને મોતી તથા સાલ પાઘડી વગેરે આપી રાજી કરીને વીદાય કર. એવો દામાવંતીનો હુકમ સાંભળી દાસીએ કહ્યા પ્રમાણે જોશીને રાજી કર્યા એટલે આશીરવાદ દઇ જોશી મહારાજ ખુબ ખુશી થઈ નવાં વસ્ત્ર પહેરી રસ્તે જતા હતા તેમને જોઈ ગામના લોક પુછે છે કે જોશી મહારાજ, આ નવો પોશાક કોણે પહેરાવ્યો? ત્યારે ઉત્તર આપ્યો કે અણમાનીતી રાણી દામાવંતીને પુત્ર જનમ્યો તેના જન્માક્ષર કર્યા તેમાં મળ્યો. તે સાંભળતાં લોકોમાં બધે ખબરો ફેલાઇ એટલે ઘણા યાચકો દાન લેવા ગયા. તેમને યોગ્યતા પ્રમાણે દાન આપી પ્રસન્ન કર્યા એ પ્રમાણે બીના બની પણ તે વાતની રાજાને તો કાંઈ ખબર નથી પણ ઇશ્વરની અકળ ગતી છે માટે કુંવર દીવસે ન વધે તેવો રાત્રીયે વધે એમ કરતાં પાચ વરસનો થયો એટલે એક પંડીતને બોલાવી પોતાના મહેલમાં વીદ્યાભ્યાસ કરાવા માંડ્યો, બે વરસમાં સર્વ વિદ્યા તથા રાજનીતી શીખી હુંશીયાર થયો.

શરીરની કાન્તી પણ દેવરૂપ સમાન થઇ એટલે ગુરૂને ભારે પોશાક તથા બે હજાર સોના મહોર આપી રાજી કર્યા, તે પછી એક દિવસ એવો યોગ બન્યો કે રાજા જશોજામ પોતે કચેરી ભરી ખુરશીપર બેઠા હતા, એટલે ફુલસંગ પ્રધાનને કહેવા લાગ્યો કે હે પ્રધાન! આજે મારા મનમાં એવો ઉમંગ આવ્યો છે કે મારી છયે રાણીના કુંવરો મેં બરાબર જોયા નથી. માટે તમે પોતે રાણીઓ પાસે જઇને કહો કે કુંવરોને ઘણા ભારે વસ્ત્રાલંકાર પહેરાવી તૈયાર કરીને મારા સાથે રાજસભામાં મોકલો. એવી રીતનો રાજાએ હુકમ કર્યો એટલે ફુલસંગ પ્રધાન તરત રાણીઓ પાસે આવ્યો અને રાજાનો હુકમ કહી સંભળાવ્યો એટલે રાણીઓ પોતાના મનમાં પસ્તાવા લાગી, કે બધા કુંવર કદરૂપા છે તે જોઇને રાજા બહુ ખેદ પામી કોપાયમાન થશે. પણ શું કરે તે હુકમ માન્યા વગર છુટકો નહિ, માટે વસ્ત્રાલંકાર પહેરાવ્યા ખરા પણ મનુષ્યમાં ઇશ્વરની કુદરતે જેવું રૂપ મુકયુ હોય તે પ્રમાણે શરીરની શોભા દેખાય છે હવે છએ પુત્રોને તઇયાર કરી ફુલસંગ પ્રધાન લઈ રાજસભામા આવ્યો અને રાજાને સલામ કરી રાજાની બાજુમાં કુંવરને બેસવાને સારૂ ગાદી તૈયાર કરેલી હતી તેની ઉપર હારબંધ બેસાર્યા એટલે રાજા પ્રધાન અને આખી સભાના લોક નીરખીને મનમાં ખેદ પામ્યા. અને સભાના લોક માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે અરે ભાઈઓ આ શો ગજબ રાજકુમાર બધાએ પશુ કરતાં વધારે કદરૂપા છે એમ ગરબડ સાંભળી રાજાએ જોયું તો એકનું નાક ચીબુ તો બીજાનો કાન ખુચો ત્રીજાનું મ્હોં વાંકું, ચોથાની આંખો માંજરી, પાંચમો લુલો, છઠ્ઠાની જીભ તોતડી, અને આંખે માંજરો, બોલે તો તતતતત એ પ્રમાણે સર્વને છેક કદરૂપા જોઇ રાજા દીગમુઢ સરખો બની ગયો એ જોઇ ફુલસંગ પ્રધાન પોતાના મનમાં સર્વ સમજી ગયો ને વીચારવા લાગ્યો જે

આ સમયે અણમાનીતી રાણી દામાવંતીનો કુંવર ગજરામારૂ જો આ સભામાં બીરાજેલો હોય તો તેના મોંનું તેજ દેખી રાજા અને સર્વ સભાજનોને આનંદ ઉભરાયા વગર રહે નહિ પણ શું કરૂં કેમ કે એ પુત્રના જનમ્યાની રાજાને બીલકુલ ખબર નથી. અને હું જો તેડી લાવું તો રાજા મારી ઉપર કોપાયમાન થાય કે પીતા વીના પુત્ર કેમ નિપજ્યો એમ કહી તેની ખરી તપાસ કરશે, તે સમયે મારે સાક્ષી પુરવી પડશે એમ બનશે તો ચીંતા નથી કેમકે અંતે ખબર થયા વગર રહેનાર નથી માટે હવે તો વહેલું જાણ થાય તે સારૂં કેમકે ઇશ્વર પાસે સાચો ન્યાય છે માટે સત્ય હશે તેજ તરશે, એમ વિચાર કરી સભામાંથી ઉઠી તરત દામાવંતીને મહેલે આવ્યો તેને જોઇને રાણીએ આસન આપી ઘણાં માન દઇ બેસાડીને પાન સોપારીનું બીડું આપી પુછ્યું કે આપના મ્હોના ચહેરા ઉપરથી તો એવું જણાય છે કે બહુજ તાકીદના કામે આવ્યા હશો માટે જે હોય તે દયા કરી કહો કે, ખબર પડે. એવા શબ્દ સાંભળીને તે પ્રધાન વીચાર કરે છે કે રાણી ચતુર તો ખરાં કે મારા મનની વાત પણ પારખી કહ્યા વગર છુટકો નથી; એમ નિશ્ચય કરી દામાવંતીને કહે છે કે હું આપની પાસે માગું તે ખુશી થઇ આપવા વચન આપો તો કહું ત્યારે દામાવંતી કહે છે કે રાજાની તમારી ઉપર કૃપા ઘણી છે. તેમ છતા તમારે શું ખામી છે, તે મારી પાસે કહો. ત્યારે પ્રધાન કહે કે જો વચન આપો તો બોલું રાણીએ કહ્યું કે તમને હું પિતાતુલ્ય ગણું છું માટે મારાથી બને તેવું હશે તો આપીશ એમ કહી વચન આપ્યું એટલે પ્રધાન કહે છે કે આપના કુંવર ગજરામારૂને ઉત્તમ પોશાક તથા આભુષણ પહેરાવી મારી સાથે રાજસભામાં મોકલો તે સાંભળી રાણી કહે છે કે રાજાની ૭ માનીતીના ૭ પુત્ર છે છતા મુજ અણમાનીતીના કુંવરનું રાજસભામાં શું કામ છે. વળી રાજાની

મારી ઉપર કૃપા નથી અને રાણીઓ બહુ ઝેરીલી છે. માટે મારા કુંવરને કોઈ કડુ વચન કહે તેથી તે દીલગીર થાય માટે એ વાતની ક્ષમા કરો તો બહુ સારૂં. વજીર કહે મારા ઘટમાં પ્રાણ છે ત્યાં સુધી કુંવરનો વાંકો વાળ થવા દેનાર નથી. વળી આ પ્રસંગે રાજાએ માનીતીના છએ કુંવરને રાજસભામાં બોલાવીને બેસાડયા છે તેમના કદરૂપાં સ્વરૂપ જોઇને રાજા તથા સભાના લોકો ખેદ પામીને ઝાંખા થઇ ગયા છે ને તમારા કુંવરની કાન્તી જોઇ સર્વે ખુશી થશે અને તમારૂં સત્ય જાહેર થશે તેથી ઈશ્વર સઉ સારાં વાના કરશે એ રીને પ્રધાનનું પ્રૌઢ વિચારનું બોલવું સાંભળીને દામાવંતીએ ગજરામારૂજીને સુંદર પોશાક પહેરવાની આજ્ઞા આપી એટલે ગજરામારૂજી પહેરે છે.

દુહો:—કસુંબી મંડીલ માથે બાંધીયુંરે, કાંઇ શીર ટેયનો ઝળકાટરે; કાંઇ૦ કલગી તોરારે માંહી શોભતારે, જેમાં મોતી મણીનો ચળકાટરે, જેમાં૦ જરકસી જામો પહેરીયોરે, માંહી, ઝાઝેરા ઝગંક તારરે, માંહી૦ હીરાજડીત કંઠે હારડોરે, તેની શોભાંનો નહી પારરે તેની૦ સેલે કશી કમર બાંધી છેરે, કાઇ કીનખાબી સુરવાળરે; કાંઇ૦ કનક કમરપટો કેડમાંરે તેમાં ઝોલાં ખાએ તરવારરે, તેમ કેડમાં કટારી છે વાંકડીરે, કાંઇ દીસે છે નાનેરૂ બાળરે, કાંઇ૦ હાથમાં ઝાલ્યા છે અમર ભાલડીરે. કાંઇ ખાંધે ચળકતી ઢાળરે. કાંઇ અતર ખુશબોઇ નાખ્યા શીરમાંરે. કાંઇ ઓળી મુકયા છુટા કેશરે; કાંઇ૦ ધીરે મારૂ ડગલા ભરે. બહુ શોભે છે બાળેવેશરે, બહુ૦ કામ કુંવર બન્યા મારૂજીરે જાણે તેજ તણો અંબારરે; જાણે૦ કુસ્રસંગ વજીરે ઝાલી આંગળીરે. કાંઇ મારૂજી ચાલ્યા દરબારરે. કાંઇ૦

એ રીતે મારૂજીએ પોતાનાં સુંદર આભુષણો પહેરીને વળી ઢાલ તરવાર કટાર વગેરે હથીયાર બાંધીને, શીરના કેશ છુટા મુકી

તેમાં મોગરાના પુષ્પનું તેલ ઘાલીને બધા પોષાક ઉપર ભારે મુલનું અતર છાંટી કામ કુંવર જેવો બની, પોતાની માતાને દંડવત પ્રણામ કરી, આજ્ઞા માગી કે માતાજી આપ આજ્ઞા આપો તો રાજસભામાં જાઉં ત્યારે માતા કહે છે કે હે પુત્ર ! તું સુખેથી જા જગદેશ્વર મહાદેવ તારૂ રક્ષણ કરશે. અને કુશળકલ્યાણથી વહેલો આવજે એવું સાંભળી વજીરની આંગળી ઝાલી ચાલતાં રસ્તામાં પુછે છે કે હે વજીર રાજસભામાં જવાનો એક રસ્તો છે કે બીજો પાછળથી જવાય એવો રસ્તો હોય તો સારૂ, ત્યારે વજીર કહે તમારે પાછળના રસ્તાનું શું કામ છે, આપણે આગળ રસ્તેથી જઇશું, ત્યારે કુંવર કહે છે કે એ રાજાએ મારા માને કેઇ દીવસ કશું સુખ આપ્યું નથી માટે હું એને મારૂં મસ્તક નમાવનાર નથી. પ્રધાને ઘણો સમજાવ્યો પણ લીધી વાત મુકે નહી માટે કુંવરના કહ્યા પ્રમાણે પાછળ બીજો રસ્તો હતો તે રસ્તે બન્ને જણ ચાલ્યા જ્યાં બારી હતી તે ઉઘડી એટલે કુંવર કહે છે કે પ્રધાન પહેલા તમે જાઓ પછી હું આવું એમ કહી પ્રધાનને બારીમાથી સભામાં મોકલ્યા, પછી પોતે વિચાર કરે છે કે જો હું આ નાની બારીમાંથી માથું નમાવી જાઉં તો નમ્યો કહેવાઉં માટે તેમ તો મારે કરવું નથી. નમવું નહી અને જવું તો ખરૂં માટે એવી યુકિત શોધી કાઢી કે પ્રથમ પગ ઘાલી સભામાં પ્રવેશ કર્યો વજીર જઇને રાજાની પાસે આવી ઉભો, એટલે વીજળીનો ઝબકાર થયો હોય એવો તેજનો પ્રકાશ પડતાં રાજા અને સર્વ સભામાં બેસનાર નીહાળીને જુએ છે તો જાણે કામદેવ કુંવર સ્વરૂપે પધાર્યા છે. એવું શરદપુનમના પ્રકાશીત ચંદ્રમા જેવું મુખ અને સ્વર્ગની શોભા સાથે વસ્ત્ર અને નાનાં પ્રકારનાં અત્તરની સુગંધીથી આખી સભા ગરકાવ થઇ ગઇ હોય એમ એ કુંવર સામે સર્વે એક નજરે જોઇ રહ્યા,

એ જાણ રાજા ઘણું આશ્ચર્ય પામ્યા ફુલસંગ વછરને પુછે કે હે
પ્રધાન આ કોઇ દેવકુંવર અકસ્માત આપણી સભામાં ક્યાંથી આવ્યો
અરે આવો તેજસ્વી કુંવર જેનો હશે તેના માત પિતાને ધન્યવાદ
છે માટે એ વાતનો ઝટ ખુલાસો કરો કેમકે મારા મનમાં ધીરજ
રહેતી નથી માટે જે હોય તે કહો, એવું સાંભળી પ્રધાન કહે છે કે
હે રાજા આ તમારી સામે છે તે કુંવર કોના છે ? રાજાએ કહ્યું એ
તો મારી માનીતીના છે ત્યારે પ્રધાને કહ્યું, જેવા આ છ કુંવર
તમારા છે તેવો જ આ સાતમો કુંવર પણ તમારો જ છે, એવું
સાંભળી રાજા કહે છે કે મારી સાત રાણીઓ છે તેમાં છ માનીતી
તેને મહેલે હું જાઉં છું અને સાતમી અણમાનીતી છે. પ્રધાન
કાંઇ મારી સભા વચ્ચે મશ્કરી કરી કહો છો કે આ દેવાંશી કુંવર
તમારો છે એ કેવી આશ્ચર્યની વાત છે. એવું સાંભળી પ્રધાને વિચાર
કર્યો કે હવે બધી વાત વિગત સહીત કહ્યા વગર છુટકો નથી. એમ
વીચાર કરી રાજાને કહે છે કે મહારાજ આપને રીવછએ પ્રસન્ન થઇ
કેટલાં ફળ આપ્યાં હતાં રાજાએ કહ્યું સાત આપ્યા હતા તે મેં મારી
માનીતીઓને આપ્યાં, ત્યારે પ્રધાને કહ્યું કે તમે તેં અંતર રાખ્યો
પણ સાચનો બેલી ઇશ્વર છે, માટે તે સાતે ફળ છ રાણીઓ મળી
ખાઇ ગઇ અને તેનાં છોકરાંને ગોટલા બારીએથી રસ્તામાં નાંખી
દીધા તે તમારી અણમાનીતી દામાવંતીએ દાસી પાસે મંગાવીને તેને
વાટીને રાબ કરી મને બોલાવી બધી હકીકત કહી મારી સામે તે
રાબ પી ગઇ, તેથી તેને ગર્ભ રહ્યો અને પુરે માસે આ દેવરૂપ કુંવર.
જન્મ્યો છે, એ પણ તમારો જ કુંવર છે, તે મહા પરાક્રમી નીકળી
નવખંડમાં પોતાનું નામ રાખસે એવું સાંભળી રાજા કહે છે કે મારો
કુંવર હોય તો મારી સામે આવી મને સલામ કરી ઉભો રહી તે સાંભળી
ગજરાજારૂજી કહે છે કે હું કોઇને સલામ કરતો નથી અને કરું છું

ના સાત જણુને કરૂં છું, તે સાંભળી રાજા કહે છે કે એવા સાત મોટી પદવીવાળા છે કે જેને તું સલામ કરે છે ત્યારે કુંવર કહે છેઃ—

દુહાઃ—પહેલીરે સલામ મારી માતનેરે, જેણે નવ માસ રાખ્યો પેટરે; જેણે૦ કષ્ટ પામીને ઉછેરીયોરે, મારી ઘણી એક કીધી વેઠરે મારી૦ બીજીરે સલામ જગદેશ્વર મહાદેવનેરે, જે પેટમાં ગર્ભજ ધરે: જેણે૦ જઠરાગ્ના માંહી જાળવ્યોરે મારી રક્ષા ઘણેરી કીધરે; મારી૦ ત્રીજી સલામ મારા પ્રભુજીનેરે, જેણે બહાર આપ્યો અવતારરે; જેણે૦ જીવન લગી જય આપશેરે, એતો મુવે ઉતારે ભવપારરે; એતો૦ ચોથી સલામ મારા રેવંતનેરે, એતો રણમાં રમાડી લાવે ઘેરરે, એતો૦ ગામથકી ટળે પરગામરે, એની કોઇ ન જાણે પેરરે; એની૦ પાંચમી સલામ મારી તરવારનેરે, એતો રણમાં કરે મોટા ઘાવરે, એતો૦ દુશ્મન દૂર રહે તેમીનેરે, મારૂં બુડતું તરે તે નાવરે, મારૂં૦ છઠીરે સલામ મારી ઢાલનેરે, એતો રણમાં હઇયા કેરી ઓથરે, એતો૦ દુશ્મન જોઇ ઝડપ લઇ ઉહતારે, મારી પડતી બચાવે લોથરે, મારી૦ સાતમી સલામ ધરતી માંતનેરે, એ તો મુવા જીવતાનો વીશરામરે; એતો૦ પ્રાણી સા એને આશરેરે, સાચું ઠરવાનું એતો ઠામરે સાચું૦

હે રાજા પ્રથમ સલામ મારી માતાને કરૂ કે જેણે મહા દુઃખ વેઠીને નવ માસ પેટ રાખ્યો અને જન્મ થયા પછી પણ મારે માટે બહુ કષ્ટ વેઠી મોટો કર્યો, બીજી સલામ જગદેશ્વર મહાદેવને કે જેણે મારી માતાના ઉદરમાં ગર્ભ આપ્યો અને જઠરાગ્નિથી જાળવી રક્ષણ કર્યું ત્રીજી સલામ જગકર્તા પરમેશ્વરને કે જેણે મને અવતાર આપ્યો અને જીવીશ ત્યાં સુધી મારી કીર્તી વધારી અંત સમયે મોક્ષ ગતીએ પહોંચાડશે ચોથી સલામ મારા રેવંત ઘોડાને કે જે ગામ પરગામ લઇ જાય અને મહા અરણ્યમાંથી કુશળ કલ્યાણ ઘેર લાવે પાંચવી સલામ મારી તરવારને કે રણસંગ્રામમાં શતરૂનો નાશ કરીને ફતેહ પમાડી

મારો જીવ બચાવે છઠ્ઠી સલામ મારી ઢાલને કે દુશ્મના આવતા ઝટકાને પોતે ઝીલી લઇને મારી લોથ પડતાં બચાવે અને સાતમી સલામ ધરતી માતને કે જેની અંદર મુવા જીવતાને જગ્યા આપે છે. અને જેમાંથી પેદા થઇ તેમાંજ સમાવાનું એ સાત જણ સિવાય બીજાને સલામ કરનાર નથી તમને તો મારા ઘોડાને ચાલતાં રજ ઉડે એટલી પણ સલામ કરનાર નથી એવાં કુંવરનાં વચન સાંભળી રાજાને અત્યંત ક્રોધ ચડયો એટલે બોલ્યા કે અરે કોઇ ચાકર હાજર છે? ઝટ તરવાર લાવીને આ ક્ષણે કુંવરનું મસ્તક છેદી નાખો એવા શબ્દ સાંભળી ફુલસંગ વજીર જે પાસે બેઠેલો હતો તે બોલી ઉઠ્યો કે મહારાજ આપ એ શું બોલ્યો તમે કોનું મસ્તક છેદાવો છો? ખબરદાર જો અવિચારથી હાથ ઉપાડશો તો પછી ઘણો પસ્તાવો થશે એ રીતે પ્રધાનનું બોલવું સાંભળી હીંમત ચાલી નહિ, એટલે પ્રધાને રાજાને કહ્યું કે, મહારાજા એ કુંવરને એની મા આપની પાસે મોકલવાનીજ ના કહેતી પણ તેનું દેવરૂપ તથા પરાક્રમ દેખાડવાને અને તમારા ખાંડીયા મેડીબા કુંવરને જોઇ તમે તથા સર્વે સભાજનો શોકાતુર થયા હતા. તેને રાજી કરવા બળાત્કારે લાવ્યો છું એવી શરતથી લાવ્યો છું કે એને કુશળ કલ્યાણથી એની માતાના હાથમાં સોંપુ પછી આપ ગમે તેમ કરજો એમ કહી કુંવરની આંગળી પકડી પ્રધાન સભામાં ઉઠી દામાવંતીના મહેલ ભણી જવા નીકળ્યો, એટલે સર્વ સભાના લોકો રાજાને સલામ કરી પોતપોતાને ઘેર ગયા. અને સભા વિસર્જન થઇ હવે રસ્તે ચાલતાં એક નેવું વરસની ડોસી હાથમા લાકડી લઇને ચાલી જતી હતી. તેને જોઇ ગજરામારૂએ પ્રધાનને કહ્યું કે આ ઘરડી ડોશીને બોલાવો મારે કાંઇ વાત પુછવી છે એવું સાંભળી વજીરે ડોસીને બોલાવી એટલે મારૂ ડોશીને પુછે કે ડોશી મા તમને કેટલાં વરસ થયાં? ત્યારે ડોશીએ કહ્યું કે બેટા નેવું

વરસ થયાં. કુંવર કહે ત્યારે તો તમોને સો સવાસો અને પોણોસો વરસની નજરની જોએલી અને પચાસની ગામના ઘરડાઓ પાસેથી સાંભળેલી વાતો યાદ હશે? ત્યારે કહો કે આ ગામમાં જસોજામ રાજ્ય કરે છે તે તેમનાં વડીલોનાં છે કે પોતાને મળેલું છે. તે સાંભળી ડોશી કહે છે કે ભાઈ પચાસ વરસની આગળ વીરાજી કરીને ઠાકોર હતો તેનું અહીં રાજ્ય હતું તે ઘણાં વરસ ભોગવી અંતે તેનો મરણ દિવસ આવ્યાથી જસાજામને મળ્યું છે. કુંવરે કહ્યું વીરાજીના વંશમાં કોઈ જીવે છે કે નહિ ત્યારે ડોશી બોલી કે તેના દિકરાનો દીકરો સો• વરસની વયનો છે તે સાંભળી કુંવરે ખીસામાંથી સોનાની વીસ મહોરો કાઢી ડોશીને આપી અને કહ્યું કે ડોશીમા એ છોકરાને આ ક્ષણે મારે મહોલે તેડી લાવો એવું સાંભળી ડોસીને મહોર મળ્યાથી પગમાં ખુબ જોર આવ્યું એટલે કે કુંવરને કહે છે કે હમણાં જ તેડી લાવું છું એમ કહી લાકડાના ટેકા વગર ચલાતું નહોતું, ધનના જોરથી લાકડી ખભે મુકી વીસ વરસના જુવાન માણસની બરાબર ડોસીએ ચાલવા માંડ્યું હવે બંને જણ મહેલે આવ્યા મારૂજીએ પોતાનો પોશાક ઉતારી બીજો ઘરમાંનો પોષાક પહેરીને એક ખુરશી ઉપર આસને બેઠા અને બીજી સામી બાજુએ ખુરશી નાંખી વજીરને બેસાડ્યો બેઉ જણ વાતો કરે છે એટલામાં તો ડોશી ઝડપથી વીરાજીના પુત્રને લઈ આવી અને કહ્યું મહારાજ તમારૂં કામ કર્યું હવે હું રજા માગુ છું એમ કહી ડોસી પોતાને ઘેર ગઈ એટલે મારૂજી પુછે છે કે તમારૂં નામ શું? છોકરો કહે મારૂ નામ ધીરાજી મારૂએ તેને ખુરશી આપી બેસાડ્યો અને કહ્યું કે તમારા વડીલો કોણ હતા તે સાચે સાચું કહો ધીરાજીએ કહ્યું આ ગામમાં મારા બાપનોબાપ વીરાજી રાજ્ય કરતો હતો પણ દૈવયોગે તેમના દહાડા નબળા આવ્યાથી એ રાજ્ય જસાજામના હાથમાં ગયું તેણે મારા બાપ વીરાજીને કાંઈ જાગીર આપી

છે તે ઉપર મારો ગુજારો ચાલે છે. મારૂ કહે છે કે ગામમાં કોઇ તમારી બીજી જગીન છે) ધીરાજી કહે છે કે છે તો ખરી પણ તેમાં જૂનાં ઘરો હતાં તે પડી ગયાં હશે તો ફકત હજાર વીઘાં છુટી બોંય છે તે પણ અવાવર છે તેમાં લોકો છાણાં થાપે છે ને તે વિશે રાજાને અરજ કરી છે પણ તે કાંઇ દાદ આપતા નથી. મારૂ કહે એ બોંય વેચાતી રાખું તો તમે શું લેશો! ધીરાજી કહે 'એક હજાર રૂપીયા લઇશ, મારૂ પ્રધાનને પુછે છે કે કેમ પ્રધાનજી આ વાતમા આપનો શો વિચાર છે. વજીરે વિચાર્યું કે કુંવર નાની :વયમાં મોટો પરાક્રમી નીકળ્યો. એના બોલવા ઉપરથી સાફ જણાય છે, કે આગળ જતાં રાજ્યાધીકારી પણ એજ થશે કેમકે માનીતીને છએ છે તે ખાંડીયા મેડીઆ લુલાલંગડા બોબડા છે તે કાંઇ રાજ્ય ચલાવનાર નથી માટે આપણે એ કુંવરોનું કાંઇ કામ નથી આપણે તો મારૂજી સાથે ભલું રાખવું એવું વીચારી ઉત્તર આપ્યો કે મહારાજ આપની મરજી છે તો સુખેથી લ્યો; પણ મારી સાથે બજારમાં પ્રેમાનંદ પરિખની દુકાને ચાલો કે ત્યા દાખલ કરીને સહી શાખ કરાવીને નાણા આપીએ પછી ત્રણે જણ બજારમાં ગયા. ત્યાં દુકાન ઉપર બેસી લખત કરી સહી કરાવી એક હજાર રૂપિયા રોકડા પારેખ પાસે પરખાવીને આપ્યા. વળી ઉપરથી સાલ પાઘડી તથા કસુંબી મંડીલ વીગેરે પાંચસો રૂપીયાનો પોશાક આપી ખુબ રાજી કરી વિદાય કર્યો એટલે તે પોતાને ઘેર ગયો મારૂજીએ પ્રધાનને કહ્યું કે આપને મેં બહુ જશ્રમ આપ્યો છે તેની ક્ષમા કરવી પણ કાલે સવારે આ શહેરના હુશીયાર કડીયા અને મીસ્તરીને બોલાવીને મારી પાસે આવજો કેમકે એક મોટો અને સારો મહેલ બાંધવાનો છે તે કામમાં તમારે પોતાનાથી બનતી મહેનત લેવી પડશે પ્રધાન કહે વારૂ મહારાજ, એમ કહી પોતાને ઘેર ગયો સ્વારે ઉઠીને પોતાના ચતુર કારકુનને બોલાવીને કહ્યું કે

દામાવંતીના પુત્ર ગજગમારૂને એક સુંદર રાજમહેલ બંધાવવો છે માટે આપણા નગરમાં જે સહુથી સરસ પંકાયલ કડીયા સુથાર અને મીસ્ત્રીઓ છે તેને મારી પાસે બોલાવીને લાવો પણ ખબરદાર આ વાત કોઇને જણાવશો નહી એમ કહીને કારકુનને મોકલ્યો એટલે તે તરત કડીયા સુથાર મીસ્ત્રીને બોલાવી લાવ્યો અને તેમને લઈ ફુલસંગ ગજરામારૂજી પાસે આવ્યો તેમને જોઇ મારૂજીએ તરત આદરમાન દઈ આસન આપી બેસાડીને પુછયું કે હે કડીયા સુથારના મીસ્ત્રીઓ આ ગામમાં મારે એક હજાર વિઘાં બાંય ઉપર એક મોટો ને સુંદર સોભાયમાન રાજમહેલ બાંધવો છે કે જેની અંદર બાગબગીચા નાના પ્રકારના પુષ્પોનાં ઝાડ તથા ફુવારા વગેરે બાંધી ઘણું મજબુત અને સોભાયમાન કામ બનાવવું છે ને વળી જે કામને એક વરસ લાગે તેની જગોએ વધારે કારીગર રાખી માસમા તૈયાર થાય તેમ કરવું છે. એ સાંભળી કડીયા સુતારના મીસ્ત્રીઓ બોલ્યા કે મહારાજ આપ જેવું મનમાં ચાહો છો તેથી સરસ અને જલદીથી બાંધી તૈયાર કરી આપીશું તે વીષે નીશ્ચીંત રહેવું એવો ઉતર મળતાં મારૂજી પ્રસન્ન થયા ને ફુલસંગ વજીરને ભલામણ કરી, જોશી પાસે રૂડુ મુહુર્ત જોવરાવી કામનો આરંભ કરાવ્યો, પ્રથમ જગ્યા વાળીને સાફ કરાવીને તેનું માપ લઇને પાયો ખોદીને કામ ચલાવવા માંડયું, તે કામ મધ્યે જે કાંઇ સામાન જોઇએતે પ્રધાનના ફરમાવ્યાથી તેના માણસો તરત લાવી હાજર કરે એટલે કડીઆ સુથારને કશી ચીજ વગર ખોટી થવું ન પડે ને માણસો પણ વધારે રાખીને ઘણું ઉતમ નકશી કામ કરાવ્યું એમ કરતાં છ માસ થયા. એટલે તે રાજમહેલ એવો બન્યો કે જસાજામનાં મહેલ કરતાં પાંચસે કોશના બીજા રાજાઓના મહેલ કરતાં પણ ઘણોજ શોભાયમાન બન્યો એટલે રૂડું મુહુર્ત જોઇ વાસ્તુ કર્યું ને સરવ કારીગરોને યોગ્યતા પ્રમાણે સીરપાવ આપ્યો મહેલની વચોવચ એક મોટો ચોક રાખી તેમાં જુદા જુદા ભાગ પાડીને બાંધણી લીધેલી તેનાં નામ પણ

જુદાં જુદાં પાડયાં. એકનું નામ રંગમહેલ ત્રીજો આરસ મહેલ. ચોથો વીલાસમહેલ, પાંચમો નાટકમહોલ છઠો રાજકચેરી ભરવાનો મહેલ, સાતમો ઇશ્વર સ્તુતિ કરવાનો તથા ભકિત મહેલ, એ રાતે ૭ મહોલોમાં ઝરૂખા ગેલેરીઓ તથા અગાસીઓ વગેરે જુદી જુદી રચનાનો બનાવેલો છે ચારે કોરે ફરતો કોટ કરીને તેમાં નાના પ્રકારના ફળદાયક ઝાડ તથા સર્વ જાતનાં પુષ્પોના ઝાડવાળો ઘટાબંધ બગીચો બનાવેલો તેમાં આંબાજાંબુ, સીતાફળ, દાડમ, મરળ, નાળીએર, કેળ અને સાંત્રતા ઘાલી તે ઉપર નાના પ્રકારના વેલાઓ આવી તેને ઝાડ ઉપર અને માંડવા ઉપર ચડાવી દીધેલા છે તેથી તેની શોભા સહુ સુશોભીત દેખાય છે. વળી આરસપહાણના સુંદર ફુવારા મુકી તેની ફરતી બેઠકો બનાવેલી જોતાં જ સર્વને બહુ સુખ ઉપજવા લાગ્યું એ રીતનો ચિત્ર ૧ મહેલ જે એકવાર જુવે તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યા સદાય તારીફ કરે. તે સાંભળીને દેશ વિદેશના લોકો જોઇને બહુ પ્રસન્ન થાય ને વિચાર કરે કે આ મહેલનું કામ દેવતાઇ મહેલના સરખું દેખાય છે. એ રીતે સર્વને ખુશી થયેલા જોઇ મારૂજી ફુલસંગ વજીરને કહે છે કે જોશી મહારાજે આજે સભા ભરવાનું મહુર્ત આપેલું છે પણ જે રાજસભામાં બેસનાર પુખ્ત ઉમ્મરના થોડા માણસો રાજની કચેરીમાં જવાનું મુકી મારી કચેરીમાં એકાએક આવશે નહી માટે તમે આ ગામના વેપારીઓના છોકરાઓ જે રસ્તામાં રમતા હોય તેને સમજાવીને કહો કે તમે ગજરામારૂજી પાસે રમવા જાઓ ત્યાં તમને પણ માન મળશે. એવું સાંભળી વજીરે ગામના છોકરાઓને જાહેર કર્યું કે તમે ઉતમ પોશાક પહેરીને મારૂજીને મહેલે રમવા જશો તો તમને બહુ માનપાન અને મીઠાઇ મેવા વગેરે ખાવા મળશે એવી લાલચ મળતાં છોકરાઓ ઉત્તમ પોશાક પહેરીને તરત મારૂજી પાસે આવ્યા એટલે તેઓને પોતાની સણગારેલી કચેરીમાં ગાદી તકીયા ઉપર બેસાડીને બહુ આદરમાન દીધું પછી

છોકરાઓને ન ચડે તેવો પાતળો કસુંબો કહાડી તેઓને પાયો પછી પીસ્તા બદામ, ચારોળી સાકર, ને બીજા લીલા મેવા તરેહતરેહના આપ્યા; તે બાદ કઢેલા દુધમાં સાકર એલચી, જાયફળ વગેરે નાખેલું મ-સાલેદાર દુધ પાયું અને છેલીવાર તેઓને સોનેરી વરખનાં પાનનાં બીડા તથા ગુલાબના, તોરા આપી બહુ જ પ્રસન્ન કર્યા છેલીવારે કચેરી બરખાસ્ત થતી વેળાએ મારૂજીએ સરવે છોકરાઓને કહ્યું કે મારા સ્નેહી મિત્રો આ તમોએ મારા મેહેલમાં આવી મને બહુ આનંદ ઉપજાવ્યો છે તેથી હું તમારો આભાર માનું છું એમ કહી સરવેને વીદાય કર્યા તે વેળાએ કહ્યું કે મીત્રો તમો દરરોજ સવારે તથા સાંજે મારી પાસે આવજો આપણે પરસ્પર મળી આનંદ પામીશું, એ રીતે કહી સર-વેને વીદાય કર્યા પછી છોકરાંઓ માંહોમાંહી કહેવા લાગ્યા કે આજે તો બહુજ મોજ મળી છે, વળી કુંવરનો ભાવ છે તેથી આપણે ભેગા થઈ નીત્ય ત્યાં જઈશું પછી બીજે દીવસ સોના બસો ભેગા થવા ને કચેરીમાં જઇ માનપાન પામી ઘેર આવ્યા, એ રીતે પાંચ દીવસમા વધતા વધતાં પાંચસો છોકરા એકઠા થયા. તેઓ દીવસે દીવસે અધીક સુખ પામવા લાગ્યા ને મારૂજીએ પણ જે આવે તેને ઘણું માન દેવા માંડયું, તેની કીર્તિ સાંભળી ગામના અફીણીયા પણ થોડા થોડા જવા લાગ્યા, તેમને જોઈએ તેવો ઘાટો કસુંબો પાઈને નાના પ્રકારના મેવા તથા દુધ સાકર મળવા માડયુ એટલે અફીણીભાઈ જ્યા ત્યાં ખુબ તારીફ કરવા લાગ્યા તે સાંભળી મોટી ઉમ્મરના અને સારા માણસો સભામાં બીરાજવા માડયા અને છોકરાઓની સંખ્યા બંધ થઇ એમ કરતાં રાજાની કચેરીમાં નીત્ય જનારા રજપુત અફીણીયા તથા બીજા લોકો સર્વ ગજરામારૂજી પાસ આવીને મન માન્યાં અફીણ કસુંબા પીને તે ઉપર મીઠાઈ મેવા, તથા દુધ વીગેરે પીને કેફની લહેરમાં કેટલાક ઝોકાં માર્યા કરે, અને કેટલાક

રંગમાં આરી ઘણા રમુજ ભરેલા ગપાટા મારી મારૂજીને અને બધી કચેરીને ખુબ ખુબ હસાવે છે એ રીતે છ માસમાં રાજાની કચેરી તુટીને મારૂજી પાસે ભરાવા માંડી એટલે રાજા જસાજામે પોતાના ફુલસંગ વજીરને કહ્યું કે હે વજીર આપણી સભામાં જે સાડાસાતસો અફીણીયા આવતા હતા અને બીજા પણ કેટલાએક માણસોનો ખુબ જમાવ થતો હતો તે હવે કેમ આવતા નથી, તે સાંભળીને પ્રધાન કહે છે કે મહારાજ અફીણીયા લોકોને તો કસુંબો મળ્યો એટલે ત્યાં આસન વાળી બેસે છે અને બીજા લોકોમાંથી કેટલાક પરગામ ગયા હશે કોઇ માંદા પડ્યા હશે ને કેટલાક મરી ગયા હશે, માટે માણસોનો જમાવ ઓછો થાય છે એમ કહીને રાજાને સમજાવ્યો પણ મારૂજીની વાત પોતે જાણે છે તે કહી નહી કેમકે વજીરને મારૂજીનો દિવસે દિવસે પ્રેમ વધતો ગયો એટલે પ્રધાન પણ તેમને સદાય રાજીમાં રાખે એમ કરતાં એક દિવસ એવું બન્યું કે એક અફીણનો બંધાણી ભાટ ઘોડા ઉપર બેસીને એ ગામમાં આવી પહોંચ્યો તે રસ્તે જતા ગામના રહેવાશી લોકોને પુછે છે કે હે ભાઇ આ ગામમાં રાજા નીત્ય અફીણ કસુંબા રાવણું કરે છે કે નહી? તે સાંભળી પુરવાસીએ ઉતર આપ્યો કે ભાઇ ઉભી બજારે થઇ ચાલ્યા જાઓ ત્યાં એક સુંદર મોટો મહેલ આવશે તે મહેલમાં અણુમાનીતી રાણી દામાવંતીનો પરાક્રમી પુત્ર ગજરોમા છે; ને તમને ચડે ઘોડે તરત કસુંબો પઇ પ્રસન્ન કરશે બાકી જસાજામ રાજા પાસે જતાં વેંત તરતજ કસુંબો મળશે નહી એમ વચન સાંભળીને બંધાણી ભાટ મારૂજીના મહેલના સામો ચાલ્યો એટલે બારીમાંથી મારૂજીએ ભાટને દુરથી આવતો જોયો ને મનમા તરત પરીક્ષા કરી કે આ ખરો બંધાણી ભાટ આવે છે તે કસુંબો પીવાની આશાયે ઝડપથી આવે છે એવું વીચારી પોતાના ત્રણ ચાકરને બોલાવીને કહ્યું કે. પેલો દુરથી ઘોડે બેસીને બંધાણી ભાટ આવે છે તે

આપણા મહેલ નજીક આવે તે પહેલાં એક જણ માળની અગીણુનો ચાકરો કસુંબો કહાડી તેમાં કેસર ઘોળીને એક તાંસળી ભરી તૈયાર કરી તેને હાંક મારીને ચડે ઘોડે તરત કસુંબો પાઇ દો બીજાને કહ્યું કે દુધ સાકર કહેલું તૈયાર છે, તેમાં વાટેલી એલચી નાખીને તાંસળુ ભરી કસુંબા ઉપર પાજે ને ત્રીજા ચાકરને કહે છે કે પાઘડી ૧ રૂ. ૨૫ ની અને પચીસ રૂપીયા રોકડા લઇને તું પણ જા તે કસુંબો પીને પાછળથી ત્રણે ચાકરો કહ્યા પ્રમાણે વસ્તુ લઇને નીચે જઇ ઉભા રહ્યા

કરતાં ત્રણે ચાકરો કહ્યા પ્રમાણે વસ્તુ લઇને નીચે જઇ ઉભા રહ્યા

એટલે ભાટ આવી પહોંચ્યો. તેને હાંક મારી ઉભો રાખ્યો ને વિનંતી કરી કહ્યું કે અમારા મારૂજીએ કહ્યું છે કે આ તાંસળીમાં આપને યોગ્ય કસુંબો છે. તે પીતા જાઓ. તે સાભળી ભાટ તરત ગટગટાવી ગયો એટલે બીજાએ દુધ સાકર આપ્યા તે પણ પી ગયો એટલે ત્રીજાએ સેલું પાઘડીને પચીસ રૂપીઆ રોકડા આપ્યા તે લઇ ખુશી થયો. આ બનાવ મારૂજી પોતે બારીએ ઉભા રહીને જોતા હતા તેથી ભાટ પોતાના મનમાં સમજ્યો કે આ કોઇ મહાદેવાશી રાજકુંવર છે માટે મને ઘણું માન આપી પ્રસન્ન કર્યો એમ જાણીને ભાટે મારૂજીને સલામ કરી કહ્યું કે હે કિદાર મનના રાજકુંવર તું જેવું સર્વને માન આપે છે તેથી સહસ્ત્ર ગણું માન પરમેશ્વર તમારૂં વૃદ્ધિ પમાડો એમ કહી ભાટ ચાલી નીકળ્યા જસાજામના મહેલ આગળ પોતાનો ઘોડો બાંધીને દરવાજાના સીપાઇને ભલામણ કરી પોતે રાજાની કચેરીમાં જઈ ઉભો રહ્યો પણ તેનો કોઇએ સત્કાર કર્યો નહી. તે જોઇને ભાટે વિચાર કર્યો કે મેં સલામ કરી પણ કોઇએ મારી સલામ સરખી લીધી નહી તો આ ઠેકાણે ઉભુ રહેવું યોગ્ય નથી. વળી માનીતીના ૭ પુત્રો જે ખાંડીયાં મેંડીયા હતા તે પણ ઓળખીને ભાટ કોપાયમાન થઇને કહે છે.

દુહો:—ખાંડીએ મેડીએ લુલે લંગડે, કાંઇ લજવી માર્યું બધુ ગામરે કાંઇ, ધન્ય અણુરેમાનીતીના કુંવરને એનું નવ ખંડ રહેશે નામરે એનું.

એવી રીતે ભાટને મોઢે કવિતા સાંભળીને રાજા બહુજ કોપાયમાન થઇને બોલ્યો કે અરે કોઇ હાજર છે કે નહી! એવો શબ્દ સાંભળતાં ચાકરો બોલ્યા કે હાજર સાહેબ, શો હુકમ છે? રાજા કહે છે કે હમણાંને હમણા અણમાનીતીના કુંવર ગજરાને જઇ કહો કે આ ક્ષણે તારા બાપનો એવો હુકમ થયો કે તને દેશપાર કરવો માટે જ્યાં સુધી તારા બાપની હદ છે ત્યાં સુધી તારે રહેવું નહી કદાપી એ હુકમને માન્ય નહી કરે તો તને તારા જીવથી મારી નાંખવામાં આવશે એ રીતે કહો ને માને તો સારૂ નહી તો તેને બાંધીને મારી પાસે લાવજો એ રીતે રાજાનું બોલવું સભમાં બેસનારા સર્વે માણસોએ સાંભળ્યું પણ કોઇ ચાકરની એવી હિમ્મત ચાલી નહી જે એ વર્તમાન કહેવાને તયાર થાય એમ કોઇ બોલ્યું નહી ત્યારે રાજા બહુ કોપાયમાન થઇને કહે છે કે અત્રે શું ક્ષત્રીમાંથી પાણી જતું રહ્યું એવી રીતે રાજાને બોલતો સાંભળી કચેરીમાંથી પાંચ સાત મુસલમાન સીપાઇ બોલ્યા કે મહારાજ આપકા હુકમ સીર ધરકર હમ જાતે હે ઓર જો આપને કહા સો ગજરાકુ બોલ દેઇ ગે ઓ બાતકી કુછ ફીકર મત રખાયો; એવું કહી સીપાઇ મારૂજીના મહેલ ભણી જવાને નીકળ્યા તે રસ્તે ચાલતાં વીચાર કરી માંહે માંહે બોલવા લાગ્યા કે રાજાકા હુકમ શીરપર ઉઠાયા તો સહી ગણ ઓ લડકોકી સારા ગામમે બહોત તારીફ હોતી હે એ માનીતી કે લડકે ખાડીએ, મેડીએ લુલે લંગડે કુછ રાજ કરનેકે નહી પાંચ દિન અગાડી પીછાડી ગજરામારૂ રાજ કરેગા ઉસકે ખાતર વહાં જાકે કુછ અબેતબે મત બોલના, કયુંકે મારૂજી બડા નશીબદાર હે. સો રાજ કરેગા તબ અપનેકું ઉસકી નોકરી

ઉઠાકર રોટી ખાનેકી હે ઉસકે ખાતર બડી લાયકીસેં દો સુકન બોલના આવી રીતે સીપાઇઓએ વીચાર કર્યો ને તરત મારૂજીના મહેલ પાસે આવ્યાં ત્યાં કચેરી ભરાયેલી જોઇને સીપાઇ ભાઇ તો આશ્ચર્ય પામી ગયા એટલે કચેરીમાં જવાની કોઇની હીમત ચાલી નહી ને એક બીજાને કહે છે કે ભાઇ મેરી તો જીગર ચાલતી નહી કે જાકર બોલુ એ રીતે સરવે હીમત હારી ગયા પછી છેવટે તેમાં એ પુખ્ત ઉમરના બુજરંગ સીપાઇ હતા તે બોલ્યા કે મારૂજીની પાસ જાકર લાયકીસે બોલને સીવાય છુટકા નહી હે, એમ કહીને પાસે જવા માંડયું ને જુવે તો રાજા જસાજામની કચેરીમાં જે અફીણીઆ હતા તે સરવને જોયા ને તેઓ અફીણ કસુંબા પી બહુ ગપ્પાં મારે છે તે જોઇ ને એક સીપાઇ બીજાને કહે છે કે અબે દેખો તો સહી કયા મઝા ચલ રહી હે એ મેરે બેટ સારે ગામ કે અફીણીયે તો સબ ઇધર આ કસુંબા પી કે કયા ગપાટે હાંક રહે હે ઔર જો કુ કચેરીકી મઝા તો સબ ઇહા હે અપને રાજાકી કચેરીમા કયા ધુળ ઉડતી હે એ રીતે એક બીજાને કહે છે પછી આગળ જુવે છે તો કેટલાક અફીણ ઘોળી રહ્યા છે તેના પાસે બીજા પાંચ સાત જણ બેઠેલા છે. તે મધ્યે પીસ્તાં; બદામ ચારોળી, સાકર અંજીર વગેરે સુકો મેવો વીણીને સાફ કરી એક ખુમચામાં મુકે છે, મસ્તકી દાડમ કોલી તેમાથી દાણા કાઢે છે ને સીતાફળ જામફળ, મીઠાં લીંબુ નારંગી પાકાં કેળાં અને ખજુર વગેરે કોલી એક રૂપાના ખુમચામા જુદી જુદી ઢગલીઓ કરે છે. ચોથો પાકાં પાનને ધોઇ સાફ કરી તેને કાથો ચુનો લગાવી તેમાં સફેદ સેવંતરાની સોપારીનો ભુકો મુકી તે મધ્યે એલચી જાયફળ વગેરે મુકી તેનાં બીડાં બનાવે છે, અને પાંચમો જેમ ઘટે તેમ તેમ આપી આદરમાન દે છે. અને જે કોઇ બહારથી આવે તેની પાસ કેટલા અમીર ઉમરાવ બેઠા છે ને સામે અફીણીયા રજપુત નીશામાં ચકચુર

થઈ ખુબ રંગમાં આવી તરેહ તરેહનાં ગપ્પાં મારી રહ્યા છે અને કેટલાક ભાટ ભવૈયા એવી રસીક વાતો કરે છે કે જેથી મારૂજી અને આખી સભાના લોકો ખડખડ હસી બહુ આનંદ પામે છે એવી રીતનો દમામ જોઇ સીપાઇઓ પોતાના મનમાં બહુજ આશ્ચર્ય પામી ગયા અને વિચારમાં પડયા કે આપણાથી આવા ધર્મ ધોરીધર કુંવરને મોઢે હલકીવાત કેમ બોલાય ? એવું ધારી કચેરીમા ઉભા રહ્યા, એટલે મારૂજીએ તેમના મુખનો ચહેરો જોઇ પરીક્ષા કરી કે આ પુરૂષો કાંઇ અગત્યના કામ સારૂ આવેલા છે પણ બોલી શકતા નથી એવું ધારી પોતે તેમને પાસે બોલાવ્યા અને ચાકરોને કહ્યું કે આમને કેસરી કસુંબો પાઈ ઉપર લીલો અને સુકો મેવો આપો તે સાંભળતા ચાકરોએ બધા સીપાઇઓને કસુંબો પાઇ તરેહવાર મેવો આપી પાન સોપારી આપ્યાં. તે ખાઇ સ્વસ્થ થયા પછી મારૂજી પુછેછે કે હે ભાઈઓ તમે અહીં શા કામ માટે આવ્યા છો ? જે તમારા મનમાં હોય તે કહો, આ સાભળી બે શાણા અને ઘરડા સીપાઇ હતા તે બોલ્યા મહારાજ અમે આપની પાસે કંઇ સમાચાર કહેવા આવ્યા છીએ પણ કહયા વગર છુટકો પણ નથી. એવું સાંભળી મારૂજીએ કહ્યું કે ભાઇઓ તમારે જે કાંઇ કહેવાનુ હોય તે સુખેથી કહો કેમકે જે કાળે જે વસ્તુ બનવાની હોય તે બન્યા વગર રહેતી નથી. માટે આ સંસારને વિષે સુખ દુઃખ લાભ અને ખોટ એ સદાય માણસો ઉપર પોતાની અવધીએ આવી પડે છે તેનો હરખ શોક શાણા માણસો કરતા નથી. માટે તમે સુખે કહો.

આવા રીતે મારૂજીએ હીંમત આપી એટલે તે બોલ્યા કે મહારાજ આપની નાની ઉંમર છે તો પણ આપનામાં જે વિવેક વિચાર અને દયા છે તે ઘણાં વખાણવા જોગ છે. તેથી અમારાથી બોલી શકાતું નહોતું પણ આપ ધીરજવંત આજ્ઞા આપો છો ત્યારે કહીએ છીએ કે

તમારા બાપ જસાજામ રાજાએ એવો હુકમ કર્યો કે તું આ ઘડીએ મારૂં નગર છોડી દુરદેશાવર જતો રહે જ્યાંલગી મારા રાજ્યની છાંયા પડે ત્યાં લગી તારે રહેવું નહીં અગર ના પાડ્યા ઉપર રહીશ તો તને મુસ્કે ટાટ બાંધી મારી સામે મંગાવી તારો જીવ લેવામાં આવશે માટે મારો કહેલો સમાચાર સાંભળી તારે એક પળવાર પણ ઉભું રહેવું નહીં એવા રીતે હુકમ કર્યો છે તે તમને કહ્યો આ સાભળી મારૂજી બોલ્યા એમા તમારો કાંઇ ગુન્હો નથી, તમે તમારા રાજાને જઇ કહો કે ગજરામારૂજીએ કહ્યું છે કે, મેં જે જમીન ઉપર મહેલ બાંધ્યો છે, તે જુના રાજાના વારસ પાસેથી વેચાતી લઇ બાંધ્યો છે. માટે હું કાંઈ તમારી જમીનમાં રહેતો નથી, તેથી તમારા કહ્યાથી તો જનાર નથી પણ મારી જન્મ પત્રીકામાં એવું લખ્યું છે કે મારી બાર વરસની ઉમ્મર થશે એટલે વનવાસ જવું પડશે. તે મુદત નજીક આવી છે તેથી મારી મેળેજ જઇશ બાકી તમારો કાઢ્યો કદાપી જનાર નથી. એમ કરતા તમારે લડાઇ કરી મારવો હોય તો લડવાને તઇયાર છું એ પ્રમાણે જઇને કહેજો. બાકી જેમ તમને રૂડું ગમે તેમ કહેજો એ પ્રમાણે મારૂનો ઉત્તર સાંભળી સીપાઇ જસાજામની પાસે આવી ત્રિગત સુધ્ધા સરવે હકીકત કહી સંભળાવી. રાજા મોટા વિચારમાં પડ્યો, અને પોતાના કુલસંગ વજીરને કહેવા લાગ્યો કે હે વજીર ગજરો કુંવર આવો આકરો જવાબ કેમ આપે છે? પ્રધાન કહે મહારાજ એ કુંવર ખરૂં કહે છે કેમકે એ જુના રાજાની જમીન તેના વારસ પાસેથી લઈ મહેલ બાંધી રહ્યા છે એવું સાંભળી રાજાએ વિચાર કર્યો કે પેટ પાક્યું ત્યાં પાટો ક્યાં બાંધવો આ મારો જુનો વજીર છે તે પણ એની તરફ્જ બોલે છે માટે ખાલી વીરૂધ્ધતા વધારી શું કરૂં એમ ધારી પોતાના મનમાં જે વાત કરવાની હતી તે બંધ રાખી. હવે મારૂજી પોતાની મહેલમાં ખાઈ પી મોજમજા મારે છે એમ કરતાં એક દીવસ પોતાના

જન્માતરી જોશી મહારાજ પાસે જોવરાવી તેમણે કહ્યું મહારાજ આ-પને અગીઆરમું વરસ ચાલે છે. આપનાં ગ્રહો બળવાન છે પણ બારમું વરસ બેઠા પછી તરત તમારે વનવાસ જવું પડશે એમ જોઇ દક્ષીણા લઇ ઘેર જતા હતા તેને દામાવંતીએ જોયા એટલે બોલાવીને પુછયું કે મહારાજ કેમ પધાર્યા હતા. જોશીએ કુંવરની જન્મોતરી જોવાના સમાચાર કહ્યા ને પછી પોતાને ઘેર ગયા બાદ દામાવંતી મહા ચીંતા કરવા લાગી કે બારમું વરસ બેઠા પછી કુંવર વનમા જશે તો પાછો કયારે આવશે માટે જો એનું વેવીશાળ કરી પરણાવી દીધો હોય તો પોતાની સ્ત્રી સાથે માયામા પડે ને તેની દયા જાણી કોઇ દહાડો પણ પાછો આવે એવો વીચાર કરી પોતાનો આશ્રત એક બ્રાહ્મણ હતો તેને બોલાવી કહે છે,

દુહો:—બ્રાહ્મણ વીરા તને પીનવુંરે તું તો જાને જે ગામોગામરે તુ તો૦ કુંવર જેવી રૂડી કન્યા લાવજે, મારૂ એટલું કરને કામરે મારૂ૦ રૂપે ગુણે કંઈ શોભતીરે, તેમાં ન હોય ખાંપણ કે ખોડરે તેમાં૦ જેથી મારૂરે મારા મોહી રહેરે તેવી મેળવ જુગતી જોડરે, તેવી૦ ગુણ નહી ભુલું હું તાહરોરે તને રાખીશ મારી પાસરે, તને૦ ધન આપું જોઇએ એટલુંરે, તારા મનડાની પુરીશ આશરે, તારા૦

દામાવંતી કહે છે બ્રાહ્મણ વીરા તને વિનંતી કરીને કહું છું કે, તને વાટે ખરચવા જે ધન જોઇએ તે આપું છું હવે તે લઇને તું ગામે ગામ જઇ રૂડી રીતે શોધ કરી અમારા ઘર લાયક કોઇ કુળવાન અને ગુણવાન કન્યા જોઇને તેના બાપના પણ ગુણની તપાસ કરી મારા કુંવર ગજરામારૂજીનું વેવીશાળ કબુલ કરી પાછો અત્રે વહેલો આવજે હે ભાઇ તું બહુ ચતુર છે માટે મારૂજીનું મન રાજી થાય અને જોતામાં તરતજ મોહ પામે એવી કન્યા સાથે સગાઇ કરી અત્રે આવવા વધાઇ ખાઇશ, તો તેજ વેળા તને શેલા પાંઘડીના શીરપાવ તથા પુષ્કળ ધન

આપી તારાં દરીદ્ર દુર કરીશ એવું સાંભળી બ્રાહ્મણ કહે છે કે બાઈ સાહેબ તમારી પરીપુર્ણ ખાત્રી છે માટે હાલ વાટ ખર્ચીના એકસો રૂપિયા આપો એટલે તરત પંથે પડી ગામોગામ શોધ કરીને તમને અને મારૂજીને પસંદ પડે તેવી કલ્યાણથી ભરેલી, અને તેવીજ રૂપવાન તથા સ્વભાવે પણ ઘણીજ ચતુર ને સારી વિદ્યા ભરેલા શોધી લાવું બ્રાહ્મણ બહુ પ્રસન્ન થઇ વિચાર કરે છે કે કમળાવતી નગરીના રાજાની કુંવરી મારૂજીને યોગ્ય છે. માટે ત્યા જઈ મારાથી બનતો પ્રયત્ન કરૂં ને જો ગુલાબસીંગ એ મારી વાત કબુલ કરે તો વધારે ભટકવું મટે ને વળી રૂડી કન્યા મળેથી મારૂ પણ દરિદ્ર દુર થાય એમ નગર ભણી ચાલ્યો જાય છે હવે ગુલાબસીંહજીની કુંવરી ચંપાદે એક સખી પ્રસં-ગોપાત વાત થતાં બોલી કે હે બ્હેન મારા સાંભળવામાં આવ્યું છે કે માંડવગઢ શહેરમાં જસાજામ કરીને છે તેને સાત રાણીઓ છે તેમાં છ માનીતી ને સાતમી અણમાનીતી છે તે રાજાને કંઇ સંતાન નહોતું માટે વનમા જઇ બાર વરસ સુધી જગદેશ્વર મહાદેવ પાસે તપ કર્યું. ત્યારે મહાદેવજીએ પ્રસન્ન થઇ રાજાને દર્શન દીધાં ને પુછ્યું કે તારે કેટલી રાણીઓ છે, રાજાએ કહ્યું સાંત એવું સાંભળતા મહાદેવે તેને આંબા ઉપરથી સાત કેરીઓ પાડી મંગાવી આપીને કહ્યું કે આ તારી રાણીયોને ખવરાવજે તેથી તેમને પુત્ર થશે, એવું કહી મહાદેવ અંતરધ્યાન થયા ને રાજા પોતાને ઘેર આવ્યો તેણે પોતાની માની-તીને મહેલે ફળ આપી કહ્યું કે બધાં મળી સરખે ભાગે વહેંચી ખાજો એટલે પુત્ર થશે એમ કહી રાજા પોતાના ઓરડામાં ગયા એટલે માનીતીએ દગલબાજી કરી છએ ફળ છ જણીઓ ખાઇ ગઇ ને તેના છોતરાં ગોટલા બહાર નાંખી દીધા તે અણમાનીતીએ દાસી પાસે મંગાવી તેને વાટીને તેની રાબ કરીને શીવજી ઉપર ભરોસો રાખ્યો તેથી તેને શીવજી પ્રસન્ન થયા તેણે કરીને તેને દેવરૂપ કુંવર જનમ્યો

છે તેનું નામ ગજરામારૂ મહારૂપ ગુણુને પરાક્રમનો ભંડાર છે. તે વર જેનાં પૂર્ણ ભાગ્ય હશે તેને મળશે. માનીતીએ દગો કર્યો તેથી તેને ખાંડીયા ને મેંડીયા ને લુલા લંગડા કુરૂપ કુંવર જનમ્યા છે. એવી સખીને મોઢે વાત સાંભળીને ઉત્તર આપ્યો કે પ્રીય સખી ! તું ખરૂં કહે ઇશ્વરની અકળગતી છે. તેથી તેની ઇચ્છા હશે તેમ બનશે એવી વાતો કરી રહ્યા પછી સખીયો પોતાને ઘેર ગઈ. એટલે ચંપાદેના મનના બહુજ મોહ લાગ્યો તેથી તે જમદેશ્વર મહાદેવની સ્તુતી કરી કહે છે કે ભોળાનાથ તમે અનેક ભક્તોને વરદાન આપી તેઓના મનોરથ સફળ કર્યાં છે. તેમ હું પણ તમને વીનંતી કરી કહું છું કે ગજરામારૂજીને મેં મારા મને કરીને વર્યો છે. માટે એજ વર મને દેજો. કદાપી એ વાતમા મારો બાપ કાંઈ હરકત કરશે તો મારો પ્રાણ ત્યાગ કરીશ. એવી રીતનો નીશ્ચય કરી રહી છે. એટલામાં બ્રાહ્મણમાહ તેજ નગરમા આવી પહોંચ્યો. તે ચંપાવતીના મહેલ નીચેથી નીકળ્યો તે સમયે ઝરૂખામાં કુંવરીને દેવરૂપે બેઠેલી જોઇ ઘણું આશ્ચર્ય પામીને તેના મોં સામું એક નજરે જોઈ રહ્યો છે તે જોઇ કુંવરી મહા ચતુર તેથી તેના મનનું કારણ સમજીને પોતાની દાસીને આજ્ઞા કરી કે પેલો બ્રાહ્મણ ઉભોછે તેને બોલાવ. એવું સાંભળી દાસી તરત જઇને બોલાવી લાવી એટલે તેને માન દઇને આસન આપી બેસારીને પુછે છે.

દુહો:—કીયારે મુલકથી આવીયારે તમે કીયા મુલકમાં જાઓરે કહોને કોની જુવો છો વાટડીરે વીરા શા કામે ખોટી થાઓરે વીરા૦

ચંપાદે કહે છે કે હે મહારાજ ! તમે કીયે મુલકથી આવ્યા ને કયાં જાઓ છો ? આ શહેરમાં તમારે કોની સાથે કામ છે સત્ય કહો તે સાંભળીને બ્રાહ્મણ કહે છે.

દુહો:—ઉત્તર ખંડથી આવીયારે અમે મુલક જોવાને કાજરે

અ૦ જોયું નગર અતિશે આ શોભતુંરે તેવો ગુણવંતે હશે રાજારે તે૦

બ્રાહ્મણ કહે છે કે બાઇ હું ઉત્તર ખંડમાંથી મુલક જોવા નીકળ્યો છું તે કેટલાંક શહેર જોયાં પણ આ શહેરની શોભા સારી જોઇ વીચાર કર્યો છે કે જેવી શહેરની શોભા છે તેવો રાજા પણ ગુણવાન હશે તેથી તેની પ્રજા પણ સુખી હશે, એમ વિચાર કરતો હતો એટલામાં તમે બોલાવ્યો એટલે તમારી પાસે આવ્યો બાઇ આ શહેરમાં મારે કોઇ સાથે ઓળખાણ નથી એવી વાત સાંભળી ચંપાદે પોતાના મનમાં વિચારે છે કે આ કોઇ રાજાનો મોકલેલો લગનીયો બ્રાહ્મણ ઘણો ચતુર છે તેથી કોઇ રાજપુત્રનું વેવિશાળ કરવા સારૂ નિકળ્યો છે પણ એ પોતાના મનનો ખરો વિચાર જણાવતો નથી માટે એને સમ દઈ પુછું એટલે તે સત્ય બોલશે.

દુહો:—શારે કામે તમે આવીયારે, તે તો સાચું બોલોને આપરે તેનો૦ જુઠું બોલો તો મારા સમ છે તમને સ્ત્રી હત્યાનું પાપરે તમને૦

ચંપાદે કહે છે કે મહારાજ તમે આ શહેરમાં શા કામે આવ્યા છો તે સાચું ન કહો તો તમને મારા સમ અથવા સ્ત્રી હત્યાનું પાપછે એવું સાંભળી બ્રાહ્મણ કહે છે.

દુહો:—સાચું કહું છું તે સાંભળી તમને મોહરૂપી વાગશે બાણરે તમને૦ માંડવગઢથી હું આવીઓ રૂડી કન્યા જોવાને કાજરે. રૂડી૦ કોઇની માએ નથી જનમીયોરે કોઇ નથી સાંભળ્યો કાનરે. કોઇ૦ નામ સાંભળી નારી ઢળી પડે બહુ વાધે મોહનાં બાણરે, બહુ૦

બ્રાહ્મણ કહે છે કે હે કુંવરી મને આકરા સમ દઇ પુછ્યું માટે તને સત્ય કહું છું કે માંડવગઢના રાજા જસાજામના પુત્ર ગજરામારૂજી સારૂ રૂપાળી અને ગુણવાન કન્યા જોવાને નીકળ્યો છું કેમકે મારૂજી રૂપ ગુણમાં અને વિદ્યા ચતુરાઇમાં ચોતરફ પંકાયેલા છે, તેથી એનાં વખાણ કરવાની જરૂર પડે તેવું નથી જો રૂપ ગુણનું વર્ણન કરૂં તો

તું બહુ મોહીત થાય તેથી મુર્છા આવે એવું સાભળી ચંપાદે મોહ પામીને વિચાર કરે છે આજકાલ ગજરામારૂજી બહુ રૂપવાન તથા ગુણવાન સંભાળય ને મેં તો તેના નામથીજ તારીફ સાંભળી છે માટે તેજ હશે કે બીજો હશે; તે બ્રાહ્મણ પાસે નામ દેવરાવ્યા વગર શી ખબર પડે માટે ફરીને બ્રાહ્મણને પુછે છે.

દુહો:—કઈરે જનેતાને પુત્ર જન્મીયોરે એનો કીયારે રાજાના કુમારરે, એતો૦ સાચું બોલોને બાધવા માહરારે તને આપુ એકાવન હારરે તુને૦ વચન સુણીને વીહવળ થઇરે મારૂં મનડું તે નવ રહે ધીરરે, મારૂ૦ વરમાળ ઘાલું હું તો હેતથીરે કરી રાખું નણદલ કેરો વીરરે, કરી૦

કુંવરી કહે છે કે મહારાજ એવો કંઈ માતાએ પુત્ર જનમ્યો છે છે કે જેના નામ ગુણની તારીફ સાંભળતાં મારૂં મન મોહ પામી ગયું છે વળી હવે વધારે વાર ધીરજ રહેતી નથી ઝટ નામ દો કે તે સાભળી મારૂં મન કાંઈક શાંતિ પામે ને પછી પ્રાણપતિ કરવાને તૈયાર થાઉ, એવી રીતની કુંવરીની આતુરતા જોઇને બ્રાહ્મણ કહે છે કુંવરી સાંભળ.

દુહો:—કુંવર કહેવાય જસાજામનોરે, એનું માંડવગઢ છે ગામરે એનું૦ એતો દામાવંતીનો દીકરોરે, એનું ગજરામારૂજી છે નામરે: એનું ગોરો પુંજી હને પ્રતથીરે તે તો પામશે એ ભરથારરે; તેતો૦ ક.ઃ સફળ જન્મ થશે તેહનોરે તેના ભાગ્ય તણો નહિ પારરે. તેના૦

હે કુંવરી માંડવગઢના રાજા જસાજામની અણમાનીતી રાણી પણ પતીવ્રતા અને નીતી ભક્ત ને પાળનારી એવી જે દામાવંતી નામે રાણી છે. તેને જગદેશ્વર પ્રસન્ન થઇને દેવ રૂપ કુંવર આપ્યો છે. ને તેનું ગજરામારૂ નામ રાખ્યું છે. માટે જેણે પેલે ભવ પુણ્ય તપ કર્યું હશે તથા આ ભવમાં ગોરની પુજા કરી નાના પ્રકારનાં વ્રત કર્યાં

હવે તે સ્ત્રી ગજરામારૂજી ભરથાર પામશે. એવાં વચન સાંભળી ચંપાદે પોતાના મનમાં ઘણો હર્ષ પામી અને પરમેશ્વરની સ્તુતી કરી કહેવા લાગી.

હે પરમેશ્વર, મેં તમારી સાચા દીલથી ભક્તી કરી તેથી મારા મનમાં જે વરની ઇચ્છા હતી તે પ્રાપ્ત થવાનો સમય નજીક આવ્યો છે. પણ તે કૃપા કરીને નીરવીઘ્ને પાર પાડી મારા બાપના મનમાં પ્રેરણા કરજે. એવી પ્રાર્થના કરીને પછી બ્રાહ્મણને દક્ષણામાં સો મોહોર આપીને કહ્યું કે મહારાજ તમે મારા પીતાની પાસે જઇને યુકતીબંધ વાત કરી તેમનો ભાવ ચોટે ને એ વેવીશાલ કબુલ કરે એવું કરજો તે સાંભળી બ્રાહ્મણ કહે છે તે તમારે કશી ચીંતા કરવી નહીં ઇશ્વર પરમ દયાળુ છે. તેથી તે સારૂ કરશે. એવું કહી રાજસભામાં ઉભો રહ્યો; ને રાજાની પોતા સામી નજર થયેલી જોઇ આશીરવાદ દીધો. એટલે રાજા પોતે મહા ચતુર તેથી તરત ચેતી ગયો. કે આ કોઇ પરદેશી બ્રાહ્મણ કંઇ કામ સારૂ મારી પાસે આવ્યો હોય એમ જણાય છે. પછી રાજાયે તેને આદરમાન દઇ પોતાની પાસે બોલાવી આસન આપી બેસાડ્યો, પછી તેના કુશળ સમાચાર પુછીને કહ્યું કે, હે બ્રહ્મદેવ, આપ કીયે દેશથી શા કારણ માટે અત્રે પધાર્યા છો તે કહેશો ? તે સાંભળી બ્રાહ્મણ કહે છે કે. મહારાજ ! માંડગઢમાં જશોજામ રાજા રાજ કરે છે, તેના પુત્રનું વેવીશાલ કરવાને નીકળ્યો છું તે જ્યાં લખીત હશે ત્યાં યોગ બનશે. તે સાંભળી રાજા ગુલાબસીંગ કહે છે કે મારા સાંભળવામાં એમ આવે છે જે, જશાજામની સાત રાણીને સાત પુત્ર થાય છે, તેમાં કોઇ મુંગો, ૧ કોઇ બેહેરોર ચીબો, ૩ કાને બુચો, ૪ તોતડો, ૫ લંગડો, ૬ અને વાદરા જેવા મ્હોં વાળો, ૭ અતી કદરૂપા અને છેક મુર્ખા છે, તેવાને પોતાની દેવરૂપ અને વેણુવાન કન્યા કોણ આપશે ? તે સાંભળી બ્રાહ્મણ કહે છે કે મહારાજ ! આપ કહો છો તે સર્વ સત્ય છે, પણ હું જેનું

વેવીશાળ કરવા આવ્યો છું, તે જશરાજામની સાતમી રાણી દમાવંતી પરમ દયાળુ તથા પરોપકારી; પરમ દુ:ખ ભંજન, નીતી ભકતીવાન, અને રૂપવંતી છે, તેથી તેની ઉપર જગદેશ્વર મહાદેવે બહુ કૃપા કરી રત્ન જેવો તેજસ્વી પુત્ર આપ્યો છે, તેમ ભણેલો પણ બહુ સારો છે એવી રીતે વખાણ સાભળીને રાજાયે પોતાની રાણી પાસે જઇ સરવે સમાચાર કહ્યા ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, મેં પણ દામાવંતીના પુત્ર ગજરામારૂજીની બહુ કીરતી સાંભળી છે. પણ તે અણમાનીતી છે તેથી તેની પાસે રીધ સીધ કયાંથી હોય અને મારી પુત્રીને સુખ શા રીતે મળે. તે સાંભળી બ્રાહ્મણે સમ ખાઇને કહ્યું કે બાઈ સાહેબ ! ઇશ્વર આગ્નાથી સાચું કહું છું કે દામાવંતી અણમાનીતી છે ખરી. પણ તેનો ભાઇ સાલાસુલા બહુ હુશીયાર અને ધનવાન છે, તેથી તે પોતાની બહેન દામાવંતીની સારી બરદાસ લે છે, તેમ રાજા પણ તેને ખરચવા સારૂ જે જોઇયે તે આપે છે માટે તે વીપે એ રીકર રહેવું પછી તો તમારૂ ધ્યાન પહોચે તેમ કરો, તે સાભળીને રાણીએ ચં-પાવતીને પુછયું કે હે પુત્રી ! આ બ્રાહ્મણ માંડવગઢના રાજા જશરાજ-મના પુત્ર ગજરામારૂનું વેવીશાળ કરવા આવ્યો છે તે બહુ તારીફ કરી કહે છે કે “ગજરામારૂજી સર્વ સદગુણથી ભરપુર, મનનો ઉદાર અને મહાવીદ્વાન છે તેમ સ્વરૂપમાં કામદેવ સરખો કાન્તમાન છે, માટે જે કન્યા પરીપુર્ણ ભાગ્યવાન હશે તે જ એ કુંવરને વરશે.” એવી રીતે આ બ્રાહ્મણ વખાણ કરે છે. માટે જો તારી મરજી હોય તો આપણે એ વાત કબુલ કરી શ્રીફળ આપીયે. તે સાંભળીને ચંપાવતીને અત્યંત આનંદ થયો તોપણ પોતાની માતુશ્રીની મર્યાદા રાખી બોલી કે હે મા-યાળુ માજી મારૂજી વિવેકસાગર અને મહા વિચારવંત છે માટે જેમ તમારી બેઉની નજરમાં આવે તેમ કરવાને તમેજ મુખ્તીયાર છો, જે તમે કરશો તે રૂડુંજ કરશો એ વિશે હું બાળકી શું જાણું ! એવી

રીતના કુંવરીનાં વચન સાંભળી રાણીએ તરત પોતાના પતીને કહ્યું કે હે સ્વામીનાથ આ બ્રાહ્મણ માંડવગઢથી જશાજામના પુત્ર ગજરામારૂજીનું વેવીશાળ કરવા નીકળ્યો છે ને બહુજ વખાણ કરે છે. માટે જો આપની આજ્ઞા હોય તો ચંપાદેનું વેવીશાળ કરીને બ્રહ્મણને શ્રીફળ આપીએ તો સાંભળી રાજાએ તેના મ્હોં સામુ જોયું તો તેનું મન પ્રફુલ દીસવા લાગ્યું, એવી રીતે રાજા રાણીયે પરીક્ષા કરી પોતાની પુત્રીનું વેવીશાળ કબુલ કરીને શ્રીફળ તથા દક્ષણા આપી બ્રાહ્મણને વિદાય કર્યો તે થોડા દીવસમાં માંડવગઢ આવી તરત હસ્તો હસ્તો દામાવંતીના મહેલે ગયો, તેને જોઇને દામાવંતી પુછે છે કે કેમ ગોર-મહારાજ આજે તો ખુબ પ્રસન્ન જણાઓ છો તે શું કામ ફતેહ કરી આવ્યા! તે સાંભળી ગોરે સરવે બીના કહી તે સાંભળી પોતે પ્રસન્ન થઇને તત્કાળ ગોરને પાંચસો સોના મહોર ને પાંચ વસ્ત્ર આપ્યાં એટલે ગોર બહુ રાજી થઇને કહે છે કે હે બાઇ સાહેબ આપની ઉપર જગદેશ્વર મહાદેવની ઘણીજ કૃપા છે માટે તેના પ્રતાપથી કમળાવતી નગરીના રાજા ગુલાબસીંહજીની પુત્રી ચંપાદે નામે મહારૂપ ગુણ ભરપુર છે. ને આપના કુંવરને બહુ પડશે એમ કહી ગોરે આજ્ઞા માગી. એટલે તેને ગોળધાણા તથા સાકર ખવરાવીને મીઠું મ્હો કરાવીને પ્રસન્ન કર્યા, પણ એ વાતની જશાજામને કંઇ ખબર પડી નહી પણ ગજરામારૂજીએ માંડવગઢમાં તેમજ આસપાસના ગામોને મીજબાની આપી સર્વ જનોને પ્રસન્ન કર્યા હતા તેથી કરીને ફીરતી ચોતરફ ફેલાઇ ગઇ હતી તેથી જ્યાં સરવે લોકોને મોઢે મારૂજીની તારીફ સાભળી એટલે જસોજામ બહુ ક્રોધાતુર થઇને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે આજકાલ મારા પુરવાસી લોકો જ્યાં ત્યા ગજરામારૂની બહુ તારીફ કરે છે માટે એણે નાની ઉમરમાં મોટું નામ મેળવ્યું તેથી એ કોઇ દીવસ મને પણ નડીને મારી ખરાબી

કરે એમાં કંઇ શક નથી માટે કાલે ખુબ તાકીદ કરીને એને વનવાસ કાઢું તો મને કશી વાતનું નડતર ન થાય એવી રીતે નીશ્ચય કરીને પોતાની દાસીને કહ્યું કે આપણી ઘોડારમાંથી એક કાળો ઘોડો અને કાળાં વસ્ત્ર બેઉ વાનાં લઇને આજે એક પહોર રાત રહે તે વેળા કોઇ ન જાણે એમ ગજરામારૂના મહેલના બારણા આગળ જઇને ઓટલાના થાંભલા સાથે આ ઘોડો બાંધીને કાળા વસ્ત્ર તેના બારણા આગળ મુકજે, તે પછી કોઈ ન જાણે એમ પાછી મને આવીને સમાચાર કહેજે. એવો હુકમ સાંભળી દાસીએ કહ્યા પ્રમાણે કામ કરીને પાછા રાજાને સમાચાર કહ્યા કે મહારાજ આપના ફરમાન મુજબ કામ કરી આવી છું એમ કહી દાસી પોતાને ઠેકાણે ગઇ પછી રાજા વિચાર કરે છે કે જો ખરા ટેકવાળો હશે તો પછી મારા નગરમા ઉભો નહી રહે. એવો નીશ્ચય કર્યો એટલે મારૂજી પોતાના નીત્ય નીયમ પ્રમાણે પરોઢીયે ઉઠીને બારીયે આવી ઉભા રહ્યા તો પોતાના બારણા આગળ કાળો ઘોડો બાંધેલો જોયો તે ઉપર કાળા રંગનાં વસ્ત્ર મુકેલાં હતાં તે જોઈને તત્કાળ વીચાર કર્યો કે આ ઘોડો ને કાળા વસ્ત્ર મારા પીતાજીએ મને વનવાસ કાઢવા મોકલ્યાં છે તે મારે કબુલ કરીને જવું જોઇએ જો ન જાઉં તો મારી માની કુખ લાજે માટે હવે અહીં રહેવામાં મારી આબરૂ નહી એવો નીશ્ચય કરી ઝાડે જઈ આવીને દાતણ પાણી કરીને કબાટમાંથી પોતાની જન્મપત્રીકા કાઢીને પોતે ગ્રહ તપાસ્યા તો તેમાં પણ વનવાસનો યોગ તેજ દીવસે હતો પછી ખરી ખાત્રી કરવા મહેલને પાછલે બારણેથી જન્મોત્રી કરનાર જોશીને બોલાવી જન્મપત્રીકા દેખાડી કે કેમ જોઃ-શીજી મહારાજ હાલમાં મ્હારા ગ્રહ કેવા છે. તે સાંભળી જોશીને ગ્રહ જોઇને કહ્યું કે હે મારૂજી હાલમાં રાહુ મંગળ અને શની એ ત્રણે વાંકા છે તેથી તમારા પીતા તમારી ઉપર કોપ કરી આજ કાલમાં

જરૂર વનવાસ કાઢશે. પણ બીજા ગ્રહ સારા છે. તેથી તમારી કશી ચીંતા નથી, તમારી જન્મોત્તરીમાં એવું લખ્યું છે કે બાર વરસ પુરાં થયેથી તત્કાળ વનવાસ ભોગવવો પડશે. માટે એ મુદત આજે પુરી થઇ છે, તેથી તમારા કમનસીબ યોગે આજે દીવસ ઉગ્યા પહેલાં તમારે વનમા જવું પડશે. જયાં જશો ત્યાં ફતેહ મેળવીને પાછા લાભ અને જશ મેળવીને પોતાને ઘેર આવશો. માટે હાલમાં બારમું વરસ દેશવટો દેવરાવશે. તે સાંભળી જોશીને દક્ષીણા આપી વિદાય કરીને નીત્યનો પોશાક બદલી કાળાં વસ્ત્ર પહેરીને કાળા ઘોડા ઉપર બેસીને પોતાની માતા પાસે આજ્ઞા માગવા સારૂં આવે છે. છેટેથી કાળાં વસ્ત્ર પેહેરી કાળા ઘોડા ઉપર બેટેલો જોઇને પેટમાં અત્યંત ફાળ પડી કે આજે કુંવરજી કાળો પોશાક પહેરીને કેમ આવે છે? એટલામાં મારૂ નજીક આવ્યા તેને જોઈને દામાવંતીની આંખોમાંથી અષાડા મેઘનાં નેવા પડે તેવી રીતે આસુની ધારા ચાલી. મુખે કાંઇ બોલી શકાતું નથી તોપણ રડતાં રડતાં પુછે છે કે અરે લાડકડા પુત્ર! તેં કયાં જવાની તઇયારી કરી છે? તે ઝટ કહે હવે એક ક્ષણ વારની મ્હારાં મનમાં જરાય ધીરજ રહેતી નથી. માટે તું બોલ્ય. તોય કુંવર બોલતો નથી. એટલે માતા કહે છે.

દુહા:—કાનાં ફાડયાં કોના ઢોળીયાંરે, કુંવર કોનો કર્યો ભજવાડરે
કુંવર કાળે ઘોડાને કાળે લુગડેરે જોઇ લાજી મરે રજવાડરે જોઇ.

દામાવંતી કહે છે કે મારા વહાલા અને લાડકડા પુત્ર એવો તેં શો અપરાધ કર્યો છે, જે કાળો પોશાક પહેરીને કાળે ઘોડે બેસી તું વન જવા નીકળ્યો છે, અરે પુત્ર તું મને વહેલું કહે કે મારાથી બને તે ઉપાય કરૂં હું મુળથી અણમાનીતી છું પણ તારો જન્મ થયા પછી હું કશાય દુઃખને ગણતી નથી પણ જો તું મને મુકી વનમાં જાય તો તારા વીયોગથી મારે શી રીતે દીવસ કાઢવા અરેરે આ જગતના

લોક તને તરેહવાર બોલસે. વળી તારો માસો સાલોસુસો અને રૂપકો દેશે માટે જે હોય તે ખરૂં કહે જો બીજા કોઇયે વીના અપરાધે તને કશી વાતે દુભ્યો હોય તો તારા મામાને બોલાવી તેનું મુળ કઢાવું માટે તને મારા સમ છે જે હોય તે સાચું કહે, તે સાભળી મારૂજી વિચાર કરે છે કે મારી માતાની મારી ઉપર ઘણી મમતા છે, માટે જો મારા પિતાનો વાંક કાઢીશ તો તેને ઘણું ઓછું લાગી આવશે દરેક માણસોને નસીબમાં સુખ દુઃખ લાભ અને ખોટ લખ્યા પ્રમાણે અવધીયે ભોગવવાં પડે છે, તેમાં બીજા કોઇને દોષ ન દેવો. એવો વિચાર કરીને પોતાની માયાળુ માતાજીને કહે છે,

દુહો:—નથીરે ઢોળ્યાં નથી ઢોડીયાંરે, મેં તો નથી કર્યો ભંજવાડરે, મેં૦ કાળે ઘોડેને કાળે લુગડેરે. આવી પહોંચી કરમની આડરે આવી૦ જોશીયે કરીતી જન્મોતરીરે, તેના લખ્યા હતા લેખરે. તેના૦ તેમાં બારમે વરસે જરૂર વન આવશે તેમાં મીથ્યા નહિ મીન મેખરે. તેમાં૦ માટે વ્હાલી મારી માવડીરે, મુને ઝટપટ આપજો શીખરે. મુને૦ ક્ષણ રહેવું ગમતું નથી શહેરમાંરે, હૂંતો દેખું હલાહલ વીષરે, હૂંતો૦

ગજરામારૂ કહે છે કે મેં કોઇનો કશી વાતનો અપરાધ કર્યો નથી તેમ મારે કોઈ સાથે કશી વાતનું વેર નથી, પણ મારી જન્મોતરીમાં એવું લખ્યું છે કે બાર વરસ પુરાં થયેથી તતકાળ વનવાસ ભોગવવો પડશે માટે એ મુદત આજે પુરી થઇ છે. તેથી મારા કરમનશીબ યોગે આજે દિવસ ઉગ્યા પહેલાં મારા મહેલના ઓટલા આગળ કાળો ઘોડો થાભલા સાથે બાંધીને તેની ઉપર વનવાસ પહેરવાનો કાળો પોશાક તૈયાર મુકેલો હતો તેથી હું ઉઠયો તેવોજ વખ સુધ્ધા ઘોડો મારી નજરે પડયો તે પછી દાતણ કરી મો ધોઇ નેબા પોશાક પહેરી આપની પાસે આજ્ઞા માગવા આવ્યો છું તો માતાજી ઝટ વિદાય કરો તો હું મારે રસ્તે પડું જો લખીત હશે તો પાછો આવી તમારી સેવા

ફરીશ ને કદાપી દૈવયોગે પાછો મીલાપ ન થાય તો તમને મારો જન્મ થયા પછીથી તે આજ સુધી મારી ઉપર જે મમતા રાખી મને પાળી-પોષી મ્હોટો કરતાં જે જે કષ્ટ પડ્યું છે તે બધું હું સમજુ થયા પછી મારા ધ્યાનમાં છે માટે મારી માયાળુ માજી હું જીવુ ત્યાં સુધી આપનો અત્યંત ઉપકારી સેવક છું પણ આ વખત તમારાથી જુદો પડું છું એમ કહી માતાને સાષ્ટાંગ દંડવત પ્રણામકર્યા તે જોઈ દામાવંતીની આંખ્યો-માંથી અશાટો મેઘ તુટી પડયો કુંવરનાં મધુરાં વચન સાંભળીને મુરછા આવી અને શુધ્ધી આવ્યા પછી પોતાના કુંવરને રડતી રડતી કહે છે.

દુહો: તમેરે ચાલ્યા મારૂ ચાકરીરે. હવે અમને કોનો આધારરે હવે૦ દુઃખની વાતો કોને કીજીએરે, મારી કુણ તે કરશે વારરે, મારી૦

દામાવંતી કહે છે હે પુત્ર! તારા આનંદ યુક્ત મુખને જોઇ આનં-દથી દીવસ કાઢતી હતી તે હવે તારા વિયોગથી શી રીતે દુઃખના દીવસ ગત કરૂ અરેરે! હુ કેવી અભાગ્યણી છું મને પોતાના પતિનું જરાએ માન નહી તેનું મન વાળવા જગદેશ્વર મહાદેવે તારા સરખો રત્નતુલ્ય પુત્ર આપ્યો તેથી બીજાં દુખ વીશારી મુકયાં હતાં પણ હવે તું વનમાં જાયતો હું શી રીતે દીવસ ગુજારૂ અને મારા દુખ્યની વાત કોને કહું એવી રીતે માતાના દીલગીરી ભરેલાં વચન સાંભળી મારૂજી દીલાસો આપી કહે છે.

દુહો: તમને સોંપીરે સમરથ સાસરીરે માતા સુંપી મહીયરની વાટરે માં૦ અહીંઆ રહોરે તમે સુખથી પીયર ગયેથી ઉચ્ચાટરે, પી૦

કુંવર કહે છે કે હે માતાજી અત્રે સાસરીમાં તમને પતીના માન વગર બીજાં બધા સુખ છે, તેમ પીયરમાં તમારો ભાઇ ધનવાન, ઉદાર દયાળુ ને માયાળુ છે માટે તમને કશી વાતનું દુઃખ નહી દે એવું સાંભળી માતા કહે છે.

દુહો: સાસરીયામાં પતી રીસણુંરે મારા પીયરમાં ભોજાઈ લાંઠરે;

મારા૦ પ્રાણઆધાર તું ચાલીયોરે, મારા જીવતરમાં ઉઠી વાટરે, મા૦

હે કુંવર ! તું મને સાસરામાં રહેવાનું કહે છે તે ખરૂં પણ તારા બાપનું હેત મ્હાર ઉપર કેવું છે તે તું સારી પેઠે જાણે છે વળી તું પીયરમાં રહેવાનું કહે છે તે ઠીક છે. કેમકે મારો બાઇ મહારી ઉપર ઘણી જ માયા રાખે છે પણ મારી ભોજાઇનો સ્વભાવ આકરો છે. તેથી તે કોઇ સમયે આકરા બોલ બોલે તો મહારાથી વેઠાય નહી વળી સાસરીયામાં રહું કે પીયરમાં જાઉ તોપણ તારી માયા મને એક ક્ષણવાર વીસરશે નહી તારા વિયોગ દુ:ખથી મને ભોજન ભાવશે નહી તેમ નીંદ્રા પણ આવનાર નથી માટે મારા દુ:ખ વીરામ દીકરા તને મહારી દ્રષ્ટિથી દુર જવા દેનાર નથી. એમ કહીને અત્યંત રૂદન કરવા માડ્યું તે જોઇ કુંહરજી કહે છે કે હે પરમદયાળુ માજી ! તમારા ખરા અંત:કરણની માયા માહરી ઉપર કેટલી છે તે હું સારી પેઠે જાણું છું ને મહારા વિયોગથી તમને જે દુ:ખ થસે તે પણ સારી-પેઠે જાણું છું માટે તમને મુકી દુર જાઉ નહિ પણ મ્હારી જન્મોત્રીમાં લેખ લખેલો છે કે બારમું વરસ પુરૂં થતા જરૂર વનવાસ જવું પડશે તે વાત તમારાથી અજાણી નથી વળી મારા તીર્થ રૂપ પીતાજીની પણ એવી મરજી જણાય છે કે મને વનમા મોકલવો, તે જો ન જાઉ તો મને અને તમને સુખે રહેવા દેશે નહિ તે સારૂ મહારાજા જોશીએ કહ્યું છે કે તમે વનવાસ નીકળી જ્યાં જ્યાં જશો ત્યાં લાભ અને જશ મેળવી કુશળ કલ્યાણથી પાંછા ઘેર આવશો એવી રીતનો ગ્રહયોગ છે માટે મહારી કશી ચીંતા ન કરવી જો તમો આજ્ઞા આપો તો હું પંથે પડું એવી રીતે કુંવરના વચન સાંભળીને માતા વિચાર કરે છે કે મહારો પુત્ર બુધ્ધિનો સાગર છે તો પણ બાલહઠ કરે છે તેથી તે હાલ મહારૂ વચન માનતો નથી, માટે જો હકીકતનો પત્ર લખી એક રબારીને હમણાંજ પવનવેગી સાંઢ ઉપર બેસાડીને મ્હારા ભાઈ

સાલાસુલા પાસે પત્ર લઈને મોકલું તો તેને ખબર થતાં તે હજારકામ પડતાં મુકી આજે રાતની રાતમા મ્હારી પાસે આવીને પોતાના ભાણેજને વનવાસ જતાં અટકાવશે, અથવા તેમ નહી માને તો મ્હારા ભાઈને કહીને આજે રાતમાંજ એનાં લગ્ન કરાવું એટલે માયામાં નાખી રોકી રાખશે. એવી રીતે પોતાના મનમાં પકકો વિચાર કરીને પોતાના લાડકડાં કુંવરને કહે છે.

દુહો:—આજનો વાસોરે રહો મેહેલમાંરે, તમને વહાણમાં દેશું શીખરે ત૦ ના કહ્યા ઉપર નીસરે:તો હું ઘોળીને પીઉ વીખરે, તો૦

દામાવંતી કહે છે કે પુત્ર મ્હારે જે તને કહેવાનું હતું તે બધુએ તને કહ્યું તોપણ તું મારી કશીએ વાત માનતો નથી તે મહારાથી તારી માયા મુંકાતી નથી માટે હે પુત્ર ! તું આજની રાત મારી પાસે રહી કાલે વ્હાણમાં જજે એટલું વચન તો તારે જરૂર માનવું જોઈએ એમ કરતાં જો નહિ માને તો આ ક્ષણે ઝેર ઘોળીને પીશ તો તને મારી હત્યા લાગશે, એવી રીતે માતાની મમતા જોઈ કુંવરના મનમા બહુંજ દયા આવી તેથી એક રાત રહેવાનું વચન આપ્યું એટલે કુંવરને કહે છે કે પુત્ર ઉનું પાણી તૈયાર છે, માટે તું નાહી લે એમ કહી પોતાના સેવક પાસે નાના પ્રકારના સુવર્ણના બાજઠ ઉપર બેસાડી સારી રીતે ચોળી નવરાવ્યો એટલે રસોડામાંથી રસોઇયો કહે છે કે બાઇસાહેબ રસોઇની સર્વે સામગ્રી તૈયાર છે. માટે કુંવરને લઇ જમવા પહેલા પધારો; તે સાંભળી મારૂજી પીળું પીતાંબર પહેરીને રસોડા આગળ સુવાસિત ચંદનના પાટલા ઉપર બેઠા એટલામાં માતા પણ નાહી વસ્ત્ર બદલી કુંવર પાસે આવીને બેઠી એટલે કુંવર કહે છે કે આવો મારી દયાળુ માજી ! આપણે બંને ભેગાં બેસી ભોજન કરીએ તે સાંભળી માતા પ્રસન્ન થઇને પુત્ર સાથે બેસી; જમતાં જમતાં કહે છે કે અરે ! લાડકડા આજે તો તારો મારો સંજોગ છે માટે બધી

ચીંતા દુર છે, માટે તારી સાથે ધરાઇને જમું છું તું પણ જે જોઇએ તે પદાર્થ માગી સારી રીતે સમજે. વળી પરમેશ્વર ભેગાં કરશે ત્યારે થઇશું એવું સાંભળી કુંવર કહે છે કે માજી આજનું સર્વ ભોજન અતિ ઉત્તમ છે તેમ સ્વાદીષ્ટ પણ છે તે જમી પ્રસન્ન છું. એમ વાતો કરતાં બેઉ જણાં રૂચી પ્રમાણે જમી રહ્યાં એટલે સેવક પાનનાં બીડાં એલચી લવીંગ, સોપારી કાથો, ચુનો વગેરે નાંખી બનાવીને તરતજ આપ્યાં ને બેઉ જણાંયે ખાધા પછી બીજા સેવકોને જમવાની આજ્ઞા આપી ને પોતે પોતાના ઓરડામાં આવીને એક કોચ ઉપર પુત્રને સાથે બેસારી પોતે બેઠી એટલે કુંવર કહે છે કે માતાજી મારો વન જવાનો કાળો ઘોડો તથા પોશાક ગુપ્ત ઠેકાણે રખાવજો કેમકે હું તમારી પાસે આજનો દીવસ ને આજની રાત રહેવાને કબુલ થયો છું એ વાત સાંભળી માતાએ સરવે બંદોબસ્ત કર્યો પછી પરસ્પર વાતો કરતાં રાત્રી પડી એટલે પાછા રૂચી પ્રમાણે વાળુ કરી શયન-ગ્રહમાં જઇ મા દીકરો વાતો કરે છે એટલે એક પહોર રાત્રી ગઇ ત્યારે કુંવરને નિંદ્રા આવી નહી તે પોતાના પલંગ ઉપર સુઇ ગયો ને થોડીકવારે ભરનિંદ્રાવશ થયો એટલે દામાવંતીએ વિચાર કર્યો કે હવે બેસી રહે કાંઇ સિદ્ધિ નથી માટે જેજે ઉપાય કરવાના તે કુંવર ઉઠયા પહેલાં કરી લઉં એવો નિશ્ચય કરીને મધ્ય રાત્રી થઇ એટલે સર્વ લોક નિંદ્રાવશ થયા ત્યારે દામાવંતી ઓરડો બંધ કરી પોતે એકલી રૂડીયા રબારી પાસે જવાને નીકળી તે તરત રબારીને ઘેર પહોંચી. પણ તેનાં બારણાં બંધ હતા તેથી પોતે રૂડીયાને હાક મારી તોપણ કોઇએ ઉત્તર ન આપ્યો વળી દામાવંતી કહે છે,

દુહો:—રૂડીયા રબારી વીરા વીનવુરે, હું તો તુજથી નાનેરી બાગુ બેનરે, હુંતો॰ કામની છે મહારે એપરી માટે આવીછું માઝમ રેનરે મારે૦ ઝટપટ ઉઠી તુંતો જાગજે રે કાંઇ લાવી મારા પર મહેરરે કાંઇ૦

મોનાં માગ્યાં મુલ આપીશે, તુંતો જાય અમનગર શહેરરે; તુંતો૦ કુંવર મ્હારો જાયછેરે; કાંઇ જોબન બાળે વેશરે કાંઇ૦ સાલાસુલાને એમ કહેજે, તારો ભાણેજ જાય પરદેશરે તારો૦

એવી રીતે સ્ત્રી દામાવંતી રૂડીયાના બારણા આગળ ઉભી રહીને પોકાર કરે છે પણ રૂડીયો ખાટલો તળાઇ નાંખીને ભર ઉંઘમાં સુઇ રહેલો છે ને તેની સ્ત્રી જાગતી બેસીને પોતાના ધણીના પગ ચાંપ્યા કરે છે તેણે અવાજ સાંભળી વિચાર કર્યો કે અત્યારે મધ્યરાત ગઇ છે તે વખતે ઘણા જરૂરના કામ વગર કોઇ આટલી બુમો પાડે નહી માટે તેને હુંજ ઉત્તર આપું નહીં તો મારા ધણી ભર ઉંઘમાંથી જાગી ઉઠશે એવો વિચાર કરીને રૂડીયાની વહુ બારણે આવીને દામાવંતીને પુછેછે

દુહો:—ટાઢી રાતે તુંતો ટળવરેરે, કાંઇ સાર તારો બંધ રાખરે કારણ૦ રબારી ગયો છે એને સાસરે, તેની ડાબી તે દુખે છે આંખરે તેની૦

આ રીતે રૂડીયાની વહુએ કહ્યું કે બાઇ તમે અડધી રાતના શીદ પોકાર કરો છો; રબારી ઘરમાં નથી તેતો એમને સાસરે ગયા છે ત્યાં તેમના આંખ દુખે છે તેથી તે હાલ તમને મળનાર નથી માટે ખાલી શીદ હાંકો મારો છો ? એવા રબારણના બોલ સાંભળીને દામાવંતી વિચાર કરે છે કે રૂડીયાને ઉંઘમાં ન જગાડવો એટલા માટે રબારણ જુઠું બોલે છે. કેમકે રબારીએને સાસરે ગયો છે ને ત્યાં તેની ડાબી આંખ દુખે છે એ વાતની કેમ ખબર પડી માટે તેના બોલવા ઉપરથી પરીક્ષા થાય છે કે તે ખરૂં બોલતી નથી ને મારે ઘણીજ ઉતાવળ છે તેથી એને કાંઇ લાંચ આપું તો મારૂં કામ સહેલાઇથી થાય એવો નિશ્ચય કરીને દામાવંતીને કહે છે. બાઇ સાંભળ:—

દુહો:—રબારીને દઉં મ્હારો રોકડીરે, તને આપું તે સોનાનો હારરે. તને૦ માટે ઝટ જગાડ તારા નાથનેરે મ્હારે કામ પડ્યું દરબારરે મારે૦

દામાવંતીએ કહ્યું કે હું તારા ધણીને મહેનતના બદલામા સો-

નાની મ્હોરો રોકડી આપીશ અને આ સોનાનો હાર પાંચસેં રૂપિયાનો છે તે તને આપું એમ કહી રબારણને હાર આપ્યો, તે જોઇને તે બહુજ રાજી થઇ એટલે તરત ઘરમાં જઇને પોતાના ધણીને જગાડીને કહે છે કે દરબારમાંથી એક બાઇ આવી છે ને કહે છે કે મારે આ વખત રૂડીયા સાથે ઘણી તાકીદનું કામ છે તે સાંભળી રૂડીયો બહુજ બીહીને વીચાર કરે છે કે મેં કોઇનો કશી વાતનો ગુન્હો કર્યો નથી પણ કદાપી મારા ચાકરનો કાંઇ વાંક આવ્યો હોય તો પછી જોઇશ એવો વિચાર કરી પોતાના ચાકરને પુછે છે કે આજે તેં ગાયો અને ભેંસો ક્યાં ચારી હતી કે દરબારમાંથી એક બાઈ આ વખત આવી છે માટે જે હોય તે સાચું કહે જો ગાયો ભેંસોએ કોઇના ખેતરમાં પેસી અનાજ વગેરેનો બગાડ કર્યો હશે તો રાજા મારી નાંખશે એવું સાંભળી કહે છે.––

દુહાઃ––ઉગમણી ગાયો ભેંસો ચારીયોરે મેતો આથમણી ચારી સાંઢરે, મેંતો૦ કોઇનાં ખેતર નથી ભેળવ્યાં નથી કોઇનો કર્યો ભંજવાડરે નથી૦

એ રીતે ચાકર કહે છે કે મેં કોઇના ખેતરમાં અથવા બીજે ઠેકાણે કશી વાતનો કાંઇ ભંજવાડ કર્યો નથી માટે તે વીશેની કશી ફીકર કરશો નહી કદાપી બીજા કાંઇ કામ સારૂ દરબારનું તેડું આવ્યું હોય તો તમે બારણે જઇને પુછી જુઓ એટલે જે હશે તે બધીએ ખબર પડશે એવી રીતે ચાકરની વાત સાંભળીને રૂડીયો તરત બહાર આવીને જુવે છે તો ગજરાંમારૂની મા દામાવંતી વાટ જોઇને ઉભી છે તેને દીવો લાવી મોં જોઇ તરત ઓળખીને પુછે છે કે બાઇસાહેબ તમે આપો આપ અડધી રાતે શા કારણ માટે આવ્યાં છો અરે બાઇ તમે ચાકરને મોકલ્યો હોત તોપણ તરત આવત તે સાંભળી દામાવંતી કહે છે કે ભાઇ આ વખત તારૂં જરૂરનું તેમજ બહુજ તાકીદનું કામ

છે માટે હું પોતે આવી છું તે સાંભળી રૂડીયો કહે છે કે જે કામ હોય તે કહો એવું સાંભળી દામાવંતી કહે છે કે હે ભાઇ, સવારે મારો પુત્ર ગજમારૂ કાળો પોશાક પહેરીને કાળા ઘોડા ઉપર બેસીને વનવાસ જવાને તૈયાર થયો હતો તે મારી રજા લેવા આવ્યો એટલે તેને ઘણો સમજાવ્યો કે તું વનવાસ ન જા પણ તે મારૂં કહેવું માનતો નથી માટે જેમ તેમ સમજાવી આજની રાત રાખ્યો છે માટે તું તારી પવનવેગી સાંઢ ઉપર બેસીને અમારે સર્વે હકીકતનો કાગળ લઈ પવન વેગે અમનગર જઇને મારા ભાઇ સાલાસુલાને આ પત્ર આપીને તરત તૈયાર કરીને પ્હોર રાત રહે તે પહેલાં જો તેડી લાવે તો તે ગજરામારૂને સમજાવી વનમા જતાં અટકાવે તો બહુ સારૂં થાય ભાઇ જો આ વખત તું મારૂં આટલું કામ કહ્યા પ્રમાણે કરી આપીશ તો તારો ગુણ હું અને મારો ભાઈ જીવતા સુધી ભુલનાર નથી માટે તું હમણા વહેલો જા ને અમનગરથી મારા ભાઇને તરત તેડીને એક પહોર રાત રહે તે પહેલા અહીં આવી મને વધામણી આપજે કે હું કામ ફતેહ કરી આવ્યો છું મને ઘણી વાટ જોવરાવીશ નહી એવી રીતે દામાવંતીની બહુ તાકીદ જોઇને રૂડીયો પોતાની સાંઢનાં વખાણ કરી કહે છે.

**દુહા:** ત્રણસોને સાઠ મહારે સાઢણીરે, તેમાં ગંગા જમનાની જોડરે; તેમાં૰ જાય મન વેગે ચાલતીરે, એમાં કાંઈ નથી ખાંપણ ખોડરે, એમા૰ અખંડ દીપક ઘીના જળહળેરે; તેને ધુપ અગરના થાયરે તેને૰ એતો ચારો ચરે નાગરવેલનોરે, તેતો પલકે જોજન એક જાયરે તેતો૰ માટે વેગે હું જાઉ છું રે. બેની મનમાં ન રાખજો અધીરરે. એની૰ અમનગર પહોંચું પલકમારે તેડી લાવું તમારો વીરરે તેડી૰

રૂડીયો કહે છે કે હે બાઇ? મારે ત્રણસોને સાંઢ સાંઢો છે તેમાં ગંગા જમનાની જોડ છે તે બે દેવાંશી છે માટે તેની પાસે બે બાજુએ બે અખંડ ઘીના દીવા બળે છે. અને અગર ચંદન વગેરે સુગંધીદાર

પદાર્થનો ધુપ થાય છે તેવીજ તે ગુણવાન છે તેનું ખરૂં પારખું આજે તમારા જોવામાં આવશે; બાઇ સાહેબ અત્યારે તમારા કહ્યા પ્રમાણે વહેલું કામ કરી આવીશ તેનો પાકો ભરૂસો રાખજો એવી રીતે રૂડીયાનાં હીમત ભરેલાં વચન સાંભળીને દામાવંતી કહે છે.

દુહો:—રસ્તે જજે તું તો જાળવીરે વીરા અંધારી રાતનું કામરે વીરા૦ ખરો વાલેસરી તું તો માહરો માટે ખાલી જવા દેની હામરે; મારે૦ ગુણ નહીં ભુલું વીરા તાહરોરે, મારા ભાઇને વહેલો તેડી લાવ્યરે; મા૦ સવાલાખ રૂપિયા આપીશ રોકડા, ઝટ કામ કરી ઘેર આવ્યરે ઝટ૦

દામાવંતી કહે છે કે ભાઇ, તારા હીંમત ભરેલા શબ્દ સાંભળી હવે મારી પુરી ખાત્રી થાય છે. તારા બોલાવાનો બધો અર્થ હું સમજી માટે હવે બીજી કશી વાત કરી એક પલવાર ખોટી થઇશ નહીં. એવી તાકીદની વાત સાંભળી રૂડીયો રબારી કહે છે કે બાઇ સાહેબ હવે સાંઢ ઉપર પલાણ નાખી તરત રવાને થાઉં છું તે નજરે જોઇ આપને ઘેર પધારો એમ કહી સાંઢ ઉપર સાજ નાંખે છે.

દુહો:—સાંઢની કોટેરે સોના સાકળીરે એની પાસે મોતીના હારરે, એની૦ પગમાં પહેરાવ્યાં રૂડા ઝાંઝરાં તેના થાએ ઝણઝણ ઝણકારરે. તેના૦ સોના રૂપાનો એનો કાંઠલોરે, રૂડું રત્નજડીત પલાણરે; રૂડું૦ હીરે જડીત એની મોજડી, જાણે આકાશે ઝબકે છે ભાણરે. જાણે૦ કસબી મંડલ શીરપર ધર્યુંરે, પછી રૂડીયો થયો અસ્વારરે માઝમ રાતે પરવાર્યોરે, તેની ઉતાવળનો નહી પારરે તેની૦

એવી રીતે રૂડીયો પોતાની સાંઢ ઉપર પલાણ નાંખીને પોતે ઉત્તર પ્રકારનો પોશાક પહેરી ઢાલ તરવારને બંદુક સાથે લઇ હાથમાં ચાબુક લેઇ સાંઢની ફરતી પાંચ દક્ષણા કરી તેને પલાણ કરીને દામાવંતીની રજા લઇને તરત અસ્વારી કરી પવનવેગે પરમેશ્વરનું નામ

દઇને ચાલ્યો. જોતજોતામાં એક કોશ પહોંચ્યો. એટલે દામાવંતીના પરી પુર્ણ ખાત્રી થઇ કે રૂડીયો કહ્યા પ્રમાણે આવશે એવો નિશ્ચય કરી દામાવંતી મહેલમાં કોઈ ન જાણે એવી રીતે પાછલે બારણે થઇ સુવાના ઓરડામાં ગજરામારૂ પાસે આવીને જોયું તો ભરઉંઘમાં સુતેલા આનંદી મોં સામું જોઈ પોતે મહાદેવનું સ્મરણ કરી કહે છે કે હે ભોળાશંભુ તમે મને કૃપા કરી આવો રત્ન જેવો પુત્ર આપ્યો તે સદા સંજોગે રહેવો જોઇયે તેને વિયોગ થવા દેશો નહિ. કદાપી મારૂ ધાર્યું ન થાય તો જ્યાં જાય ત્યાં રક્ષા કરજો, એ તમારી પ્રસાદીનો પુત્ર છે એવી રીતે મહાદેની સ્તુતી કરી પુત્રના ખુશનુમા ચહેરા સામું જોયા કરે છે દામાવંતીની રજા લઈ રૂડીયે પવનવેગે સાંઢને ચલાવી છે. તેણે ચાલતા ચાલતાં અમનગર બે કોશ રહ્યું એટલે એક સુંદર રૂપવંતી સ્ત્રી જોઇ. તે પણ સમસમાટ કરતી ઉતાવળા ચાલી જાય છે તેને જોઇ રૂડીયો પુછે છે કે હે બાઈ, તું જાતે કોણ છે, અને આ અંધારી રાતે કયાં ચાલી જાય છે તે ઇશ્વર આનાથી સાચું કહે તે સાભળી તે સ્ત્રી કહે છે કે હે ભાઇ હું પોતે સ્ત્રીને વેશે રાત છુ ને થોડી વારે મારો અમલ પુરો થશે એટલે અમનગરમાં જઇ વાણું કરીશ એવી રીતે રાતના વચન સાભળી રૂડીયાએ વિચાર કર્યો એને કાંઇ લાંચ આપુ તો મારૂં કામ સહેલથી થાય એવો કે આ રાત વેગેથી જઇ વહાણું કરશે તો મારૂંને દામાવંતીનું ધાર્યું થશે નહી માટે પ્રપંચ રચીને એને મારે કબજે કરી લઉં તો ધારેલું કામ પાર પડે એવો નિશ્ચય કરી રાતની સાથે મીઠીમીઠી વાતો કરી માયા લગાડી પોતાના હાથમાંની ચાબુક નીચે નાંખી દઇ રાતને કહે છે કે માસી મારી ચાબુક નીચે પડી ગઇ છે તે લઈ મારા હાથમાં આપો ત્યારે રાત કહે છે કે નારે ભાઈ મારાથી ખોટી થવા જેવું નથી, માટે તું તારા હાથે લે ત્યારે રબારી કહે છે કે માસી! મારે

સાંઢ નીચે બેસાડી ખોટી થવું પડશે માટે મહેરબાની કરી ચાબુક આ-પશો તો તમારો પાડ માનીસ. એવું સાંભળી રાતને દયા આવી તેથી ચાબુક લઇ રબારીને કહે છે કે લે, ભાઇ, એમ હાથ ઉંચો કર્યો એટલે રૂડિઆએ તેનું કાંડુ મજબુત પકડી સાંઢ ઉપર ખેંચી લઇ કબજે કરીને ચાલતો થયો ને વીચાર કરે છે કે આપણે ઠીક તાલ આવી ગયો. માટે એને મુકું નહી. એમ કરતાં અમનગર આવી પહોં-ચ્યો. પણ શહેરના દરવાજા બંધ જોઇ દરવાનને હાંક મારી કહે છે

દુહો:—દરવાન વીરા તને વીનવું રે. મારે જાવું છે રાજાની પાસરે મારે૦ માટે ઝટ જાવા દે મુજને, પછે દરવાજો તારો વાસરે; પછે૦

રૂડીઓ કહે છે કે દરવાન વીરા તું ઝટ દરવાજો ઉઘાડી મને જવા દે કેમકે રાજાની પાસે મારે બહુ તાકીદનું કામ છે માટે જરા પણ વાર ન લગાડતાં દરવાજા ઉઘાડ, નીકર તું રાજાના ઠપકામાં આવીશ એવાં વચન સાંભળી દરવાન કહે છે ભાઇ સાંભળ.

દોહા:—બંધ દરવાજો કેમ ઉઘડેરે કાંઇ કુંચીઓ પડી દરબારરે કાંઇ૦ રાત રહોને અત્યારે બારણે; સુતા ઉઠીને આવો સવારરે સુતા૦

દરવાન કહે હે ભાઇ, રાત્રીએ દરવાજો ઉઘાડવાનો રાજા સાહે-બનો હુકમ નથી, કેમકે રાતે દરવાજા બંધ કરી કુંચીઓ દરબારમાં લઇ જાય છે; માટે અત્યારે ગામ બહાર ધર્મશાળામાં જઇ સુઇ રહો સવાર થાય એટલે દરવાજા ઉઘડશે તે વેળા આવજો, તે સાંભળી રૂડીયો વીચાર કરે છે કે હું મનની ધારણા પ્રમાણે વહેલો આવી પહોંચ્યો તો દરવાજો બંધ છે ને મારે તો રાણીના કહ્યા પ્રમાણે કામ કરી અમનગર જવું જોઇએ, પણ આટલી વાત સારી બની છે કે રાતમારા કબજામાં છે તોપણ ફરી નમ્રતાથી વીનવીને કહું. તેને જો દયા આવે ને દર-વાજો ઉઘાડે તો મારૂ કામ કરી પંથે પડું એમ ધારી બીજી વાર દરવાનને કહે છે કે દયાવંત દરવાન સાંભળ—

દુહોઃ—લળી લળી લાગુ તારે પાવલેરે જઈ દરબારને જગાડરે;
જઇ૦ વહેલો વહેલો લાવ્ય તુંતો કુંચીયોરે પછી દરવાજો ઝટ ઉઘાડરે.

રબારી કહે છે કે હે દરવાન આ વખતે મારે એવું જરૂરનું કામ છે તેથી હું લળી લળી તારે પગે લાગી અતી નમ્રતાથી વીનંતી કરૂં છું કે તું હમણાં જઇ દરબારને જગાડી કુંચીઓ માંગી લાવી દરવાજો ઉઘાડીશ તો તારો મોટા પાડ માનીસ તે સાંભળી દરવાન કહે છે કે ભાઇ તારા અતી નરમાસ ભરેલા બોલ સાંભળી મને તારી બહુ દયા આવે છે છતાં તારો બોલ પાળી શકતો નથી. માટે શરમ પણ આવે છે એમાં કંઇ નથી પણ ભાઇ રાજાનો હુકમ કેમ તોડાય કદાપી રાજા પોતે બહાર ગયા હોય ને દરવાજો બંધ થયા પછી આવે તોપણ દરવાજો ઉઘાડવાનો હુકમ નથી, એ સાચુ માની મારી ઉપર વગર સમજી રીશ કરીશ નહી નીરપરાધી હુકમને તાબેદાર છું. આવાં દરવાનના વચન સાભળી રબારી છેક નિરાશ થઇ પોતાની સાઢને કહે છે મારી વહાલી તેં ઘણીવાર મારા કામ પાર પાડયાં છે તેથી આજે પણ તારે ભરોસે આવ્યો છું તેથી તું મને નિરાશ કરીશ નહિ હો ?

દુહોઃ—ચતુર વહાલી તું સાંઢણીરે, મને પુર્ણ તારો વિશ્વાસરે,
મને ખેપ કરી તે સહુ ખાલી જશે, દામ મળવાની પછે શી આંશરે,

રૂડીઓ પોતાની સાંઢને કહે છે કે હે વ્હાલી તારા રૂપ ગુણને ચતુરાઇનો મને પરીપુર્ણ વિશ્વાસ છે, કેમકે ઘણી વખત મારા મનમાં ધાર્યા મુજબ કામ પાર પાડી મને બહુ લાભ આપ્યો છે માટે આ વખત ધાર્યું કામ પાર પાડતાં વાર લાગસે તો તારી ને મારી બેગી આબરૂ જશે ને ફરીથી ભરૂંસો કરશે નહી; માટે કોટ કુદી અંદર દાખલ થયા વગર બીજો ઉપાય નથી, તેમાં વળી બીજી મોટી હરકત નડે છે તે એ કે ગઢની પાસે અંદરની બાજુ મોટી ઉંડી ખાઈ છે તે

કુદતાં જો તેમાં પડીયે તો તારો ને મારો જીવ જાય તેથી દામાવંતી નિરાશ થાય ને આ જગતના લોક હાંસી કરે માટે મારી વ્હાલી આ વખત તારી ને મારી પરમેશ્વર લાજ રાખે તો સારૂં થાય એમ કહેતાં રબારીની આંખેમાંથી ચોધાર આસું સાંઢણીની પીઠ ઉપર પડતાં સાંઢે જાણ્યું જે મારો પાલન કર્તા મને પોતાના પેટના પુત્ર કરતાં અધીક લાડ લડાવે છે તેને હું શી રીતે હીંમત આપું કેમકે મારાથી કાંઇ માણસની પેઠે બોલી શકાતું નથી. એમ વિચાર કરી સાંઢણી પોતાના મનમાં ઇશ્વરનું સ્મરણ કરી કહે છે હે ચૌદ લોકના નાથ તારાં હજાર નામ છે તે પ્રત્યેક નામના અસંખ્ય ગુણો પ્રાણી માત્રને સ્તુતી કરવા છે તારા ગુણનું વર્ણન હજાર મુખથી શેષનાગ ન કરી શકે તો બીજા પ્રાણી કોણ મણત્રીમાં છે હે દીનદયાલ ! આ વખત મારી પશુ જાતિથી જો બોલી શકાતું હોત તો હું રૂડીયાને હીંમત આપત માટે મહારાજ આ વખત તને હું ખુલાસાબંધ ઉત્તર આપું એટલીવાર મને મનુષ્યની વાચા આપે તો સારૂં એવી દીનવાણી સાંભળી ઇશ્વરે સાંઢને વાચા આપી એટલે કહે છે.

દુહોઃ—મુજ છતા શીદ સોચના કરેરે, તું તો આવડો દુખી કેમ થાયરે, તુતો૦ કહેતા જાઉં આકાશમાં તને આંચ ન આવે કાંઇરે તને૦ તાણીને તંગ જોરથીરે કાંઇ ઢીલી તે મેલ જે દોરરે કાંઇ૦ એક ખેતરવા પાછી ફેરવી મુને ડેકાવજે કરી જોરરે, મુને૦ કોટના પાડું કહેતો કાંગરારે વેગે જઇ પડું શહેરની માંહરે.

સાંઢ કહે છે તેં મને બહુ લાડ લડાવી સુખ આપ્યું છે તેથી પરમેશ્વરની કૃપાથી આજ તને નિરાશ નહિ કરૂં તું કહે તો પંખીની પેઠે આકાશમાં ઉડી જાઉં તું એક ખેતરવા મને પાછી હઠાવીને મારો તંગ તાણી દોર ઢીલી મુકીને જોરમાં દોડાવી ગઢ નજીક આવતાં ડેકાવજે તો ગઢ અને ખાઇ એક પલમાં કુદી જઇશ લોપણ તમામ

પેટનું પાણી નહી હાલવા દઉં માટે એ વિષે તું જરાય ચિંતા કરીશ નહી એવી રીતે સાંભળીને રૂડીયાયે કહ્યા પ્રમાણે થેકડો મરાવ્યો તે વેળા સાંઢ પક્ષીની માફક ઉડી તે ગઢ અને ખાઈ એઉં ઠેકીને નીચે ઉતરીને તરત સાલાસુલાની પોળ આગળ ઉભી રહી એટલે રૂઢીયો પોળીયાને હાંક મારી કહે છેઃ—

દુહો:——પોળીયા મારા તું તો બાંધવોરે કાંઈ સાલાસુલાને જગાડરે કાંઇ૦ કામ ઓપટીનું મારે ઘણુંરે માટે ઝટ દરવાજો ઉઘાડરે; માટે૦

એવી રીતે રબારીનો અવાજ સાભળીને પોળીયાયે તરત પોગનો દરવાજો ઉઘાડ્યો એટલે સાલાસુલાના મહેલમાં જઇને તેને જગાડી ને કહે છે.

દુહા:—સાલાસુલા તમને વીનવુંરે કાંઈ કાંઇ લળિલળિ લાગુ પાયરે કાંઈ૦ માંડવગઢથી વેગે કામે આવીયો, મને વાર ઘણેરી થાયરે સુને૦ માટે વહેલા તમે ઉઠોનેરે કાંઇ તત્પર થાઓ નરેશરે કાંઇ૦ રાણી દામાવંતીના કુંવરને, એનો પીતા કાઢે પરદેશરે, એનો૦ માટે રાણીએ મને મોકલ્યોરે, તમ ભાણેજ જાય પરદેશરે, તમ૦ તેથી વહેલા પધારીને રોકીયે, કુંવર છે અતી બાળે વેશરે, કુંવર૦

એવી રીતે રૂડીયાનાં બહુ તાકીદના વચન સાંભળીને સાલાસુલે સારી રીતે હુંશીયાર થઇને રૂડીયાને સરવે હકીકત પુછી ત્યારે દામાવંતીયે એને જે બીના કહી હતી તે સર્વે વીગત સુધ્ધા સંભળાવી તમારા ભાણેજ ગજરામારૂને એના બાપે દેશવટો દીધો છે તેથી તે કાળાં વસ્ત્ર પહેરીને કાળા ઘોડા ઉપર બેસી વનવાસ જવાને પોતાની માતાજીની રજા લેવા આવ્યો હતો તે વાત જાણીને દામાવંતીએ ઘણી રીતથી સમજાવી કહ્યું કે હે પુત્ર તું મને શોક સાગરમાં નાંખી વનવાસ જઇશ નહિ એમ કહયું પણ તે માનતો નથી. માટે છેવટે કાલાવાલા કરી આજની રાત રાખ્યો છે. સવારમાં તો તે જરૂર

વનમાં જવાનો. માટે દામાવંતીએ અરધી રાતે મારે ઘેર આવી મને હુકમ કરી તાકીદથી મોકલ્યો છે કે અત્યારેજ મારા ભાઇને તરત તેડી લાવ. માટે બીજી વાત કરવી જવા દઇ તમો વહેલા તૈયાર થાઓ તો આપણે વહેલા જઇ પહોંચીયે, એવી રીતે રૂડીયાનાં વચન સાંભળી સાલોસુલો પોશાક પહેરીને હથીયાર બાંધી રૂડીયાની સાથે સાંઢ ઉપર બેસીને દરવાજો ઉઘડાવી પંથે ચાલ્યા, તે જોતાં જોતાં પવનવેગે માંડવગઢ પહોંચીને દામાવંતીને મેહેલે જઇ વધામણી ખાધી કે, બાઇસાહેબ તમારા ભાઇને તેડી આવ્યો છું તે સાંભળી દામાવંતીએ પોતાના ભાઇનું મ્હોં જોતાં રૂડીયાને કબુલાત પ્રમાણે પોશાક તથા ધન આપી રાજી કર્યો એટલે તે રજા લઇ પોતાને ઘેર ગયો તે વખતે દામાવંતીએ બહુ શાબાશી આપી પછી પોતાના અને સર્વે કુટુંબ કબીલાના સમાચાર પુછ્યા તે બાદ પોતાના પુત્રના સમાચાર કહ્યા કે ભાઇ તારો ભાણેજ મને શોકસાગરમાં નાખી વન જવાને તઇયાર થયો છે તેને નાના પ્રકારથી સમજાવ્યો પણ રહેવાની ના કહે છે માટે રૂડીયાને અત્યારે તારી પાસે મોકલીને તને તેડાવ્યો તે સવાર થતાં પહેલાં અગત્યનો ઉપાય કરી રોકી રાખવો જોઇએ, તેનો એક ઉપાય હાલ મને સાંભર્યો છે તે જો તારી નજરમા આવે તો રોકી રાખીએ ભાઇ કહે છે કે બેન સુખેથી કહે તે સાંભળી દામાવંતી કહે છે કે કમલાવતી નગરીના રાજા ગુલાબસીંહની પુત્રી ચંપાદેવી સાથે આ તારા ભાણેજનું વેવિશાળ કરવું છે કન્યા બહુ રૂપગુણની ભરેલી મહા ચતુર તેમજ માયાળુ છે પણ હજુ કુંવરીનાં લગ્ન નથી. તું એને ગમેતેમ સમજાવીને અત્યારેજ જઇને તેના સસરાસાસુને સમજાવી ઘડીયાં લગ્ન લઇ પરણાવી દે તો તેની સ્ત્રીનાં પરગુણથી મોહ પામી રહેશે અથવા તેની સ્ત્રી ગમેતેમ સમજાવી રાખશે, માટે એ કામ હાલ કરવાની જરૂર છે, તે સાંભળી સાલેસુલો કહે છે કે બેન, તું કહે છે તે મારા ધ્યાનમાં છે

પણ જો હાલ રૂડીયો હીમત કરી સાથે આવે તોજ એ કામ બની શકે, તે સાંભળી દામાવંતીએ પોતાની હુંશીયાર દાસીને બોલાવીને કહ્યું કે હે દાસી ! તું રૂડીયાને ઘેર જઇને તરત મારી પાસે તેડી લાવ, તે સાભળતાં દાસી જઇને તરત તેડી લાવી. તરત રૂડીઆએ દામાવંતીને તથા સાલાસુલાને સલામ કરીને પુછ્યું કે હું હમણાંજ તમારી પાસેથી ઘેર ગયો. એટલામાં પાછો બોલાવ્યો તે શું કામ છે ? જે કામ હોય તે સુખેથી કહો તે સાભળી સાલાસુલો કહે છે કે આજે સવાર થતા પહેલા કમળાવતી નગરી જઇને ગુલાબસીંગ રાજાની પુત્રી ચંપાદે સાથે ગજરામારૂને પરણાવીને પાછો ઘેર લાવવો છે તે કામ તારી હીમત હોય તોજ થાય એવું સાંભળીને રૂડીયાએ ઉત્તર આપ્યો. કે મહારાજ મારા ઘટમા પ્રાણ છે ત્યા સુધી તમે જે હુકમ ફરમાવસો તે કરવાને હું હાજર છું એવું સાભળી દામાવંતીને સાલો-સુલો બેઉ રાજી થયા પછી ગજરામારૂને ધીરેથી હાંક મારી જગાડીને હુશીયાર કર્યો એટલે મારૂજી પુછે છે કે મામા સાહેબ ! આ વખતે તમે ક્યાંથી પધાર્યા ત્યારે મામો કહે છે કે ભાણેજ ! મોસાળમા તારી મામી તથા બેનભાઇઓ તથા તારી મોટી મા વિગેરે બહુ સંભારે છે કેમકે તું ઘણા દિવસથી મોસાળ આવ્યો નથી માટે તને તેડવા આવ્યો છું તે સાભળી મારૂજી કહે છે કે મામા એ વાતની ક્ષમા કરો સવારના પોહોરમાં વનવાસ જવું છે. તેથી કોટી ઉપાય કરેથી પણ રહેનાર નથી ત્યારે મામો કહે છે કે વારૂ જેમ તું કહીશ તેમ કરીશું પણ હાલ તું મારી સાથે મોસાળ આવીને સરવેને મળી પછી જવું હોય તો જજે એમ કહી તે વાત કબુલ કરી ત્રણે જણ સાઢ ઉપર બેઠા એટલે રૂડી-યાયે પવનવેગે ચલાવીને કમળાવતી ધાર્યા પ્રમાણે આવી પહોંચ્યાં એટલે તુરત ગુલાબસીંહને મોહોલે ગયા ત્યાં સેવકને કહ્યું કે તારા રાજાને હમણાં જગાડ, કેમકે મારે જરૂરનું કામ છે તે સાંભળી સેવકે

ગુલાબસીંહને હાંક મારી કહ્યું કે મહારાજ, આપને મળવા કોઈ પણ માણસ આવ્યા છે. તે સાંભળી તેઓને બોલાવીને એક મહેલા કોચ ઉપર બેસાડી કુશલ વર્તમાન પુછીને રાત્રીએ આવવાનું કારણ પુછ્યુ. ત્યારે સાલોસુલો કહે છે કે આ તમારા જમાઇને તેના બાપે દેશવટો દીધો છે તેથી આજ સવાર થતાં તે જરૂર વનવાસ જવા તૈયાર થયો છે. તેને નાના પ્રકારથી એની માએ વીનવી સમજાવ્યો પણ રહેતો નથી માટે અત્યારે તમારી પુત્રીને ઘડીયા લગ્ન લઈ પરણાવવી જોઇએ, તે સાંભળી ગુલાબસીંહ બહુ શોકાતુર થયા એટલે મારનો મામો કહે છે કે મહારાજ આ વખત વધારે વીચાર કરી ખોટી થવાનો નથી માટે ઝટ કામ કરી લ્યો તે સાંભળી ગુલાબસીંહ પોતાની રાણી પાસે જઇ તેને જગાડીને કહે કે હમણાંને હમણાં તમારી દીકરીને પરણાવો તેનું સર્વ કારણ કહ્યું ત્યારે રાણી પણ બહુ ચીંતાતુર થઇ પોતાના પતીને કહે છે કે હે સ્વામીનાથ ! મારી એકની એક મહા ચતુર રૂપગુણના ભંડાર જેવી દીકરીને મોટો માંડવો રચી ધામધુમથી પરણાવવાની છે. તેને અત્યારે ઘડીયાં લગ્ન લઈ શી રીતે પરણાવું ? ત્યારે રાજા કહે છે કે સાલાસુલાને આપણાથી નિરાશ કેમ કઢાય ? હે રાણી પ્રાણી માત્રને જે નશીબમાં જે કાળે સુખ દુઃખ લાભ ખોટ ભોગવવાનાં આવે છે તે ભોગવ્યા વગર કોઈનો છુટકો થતો નથી. માટે આપણી સાથે પુત્રીને એવીજ લેણાદેણી હશે તેથી તું પુત્રીને ઝટ જગાડીને સર્વ વર્તમાંન કહે તે સાંભળી રાણી પુત્રીને કહે છે કે લાડકડી તને વાત કહું તે એક ચીતે સાંભળ

દુહોઃ—મામોજી આવ્યા છે તાહરોરે તારા વરને લઇને હાલરે; તારા૦ એના બાપે દીધો એને દેશવટો, માટે પરણીને વન જાશે કાલરે, માટે૦ મનના મનોરથ મનમાં રહ્યારે; કાંઈ અકલગતિ અવિનાશરે કાંઇ લખ્યા લેખ જે તારા ભાગ્યમાં, તારો વર જાશે વનવાસરે; તારો૦

રાજકુંવરને પરણીને જાણે માહોલે બેઠી ચાતુ પાનરે, જાણે૦ તે વાત-
નો રહી જશે ઓરતોરે, તુંતો મારૂં કહ્યું સત્ય માનરે તું તો૦

રાણી કહે છે કે હે પુત્રી ! મેં અને તારા પીતાજીએ તને અપાર સુખમાં નાંખવા માટે માંડવગઢના જસાજામના પરાક્રમી પુત્ર ગજરા-માર સાથે તારૂં વેવિશાળ કર્યું હતું તેથી મોટી ધામધુમ કરી તને પરણાવત પણ દેવીની અકળ ગતિથી એવો યોગ બન્યો કે તારા દેવરૂપ અને સદગુણી વરને એના પિતાએ દેશવટો દીધો છે. તેથી તે વન જવા તૈયાર થયો હતો. તેને અટકાવીને તેનો મામો રૂડીયા રબારીની સાથે સાંઢ પર બેસી આપણા મહેલમાં આવી કહે છે. કે હમણાં ને હમણાં તમારી પુત્રીને પરણાવી દો. માટે અમે અત્યારે આવ્યા છઇએ પણ સવારે તો તે વન જનાર છે. એમ કહે છે. માટે હે લાડકી તારી શી મરજી છે. તે મારે જરૂર જાણવું જોઇએ. કેમકે અત્યારે પરણી સવારે વન જશે. ને લખીત હશે ત્યારે આવશે માટે હાલ સુખની આશા રા-ખવી નહિ. તેમ તે વાતમાં અમારો કશો દોષ કાઢીશ નહિ જો તું હા પાડીશ તોજ પરણાવીશું તે સાડ ઇશ્વર આજ્ઞાથી સાચું કહે તે સાંભળી ચંપાવતી પોતાના મનમાં ઊંડો વિચાર કરી કહે છે કે હે મારા વિવેકી ને પરમદયાળુ માતપિતા તમે સર્વ પ્રકારે મારા સુખસાગર છો માટે તમને રૂડું ગમે તેમ કરવાને તમે મુખત્યાર છો અહો સુખદાતા તમો બહુ અગત્ય કરીને પુછો છો માટે શરમાતા તમને કહું છું તે સાંભળો

દુહો:—સુખ દુખ કરમે જે લખ્યું તે મિથ્યા ન થાય માબાપરે
તેતો૦ એકવાર જીભે કહી જ વર્યો માટે બીજા વરતાં બેશે પાપરે માટે૦

ચાંપાદે કહે છે કે મારાં સુખસાગર માતપિતા તમો સર્વગુણ સંપુર્ણ છો માટે જે તમે કરશો તે રૂડું કરશો મારા ભાગ્યમાં જે ભરથાર લખ્યો હતો, તેની સાથે તમે વચને બંધાઇ સગાઇ કરી છે તે મારે વારંવાર કબુલ છે. એવી રીતે કુંવરીનાં વચન સાંભળીને તેનાં મા

અને બાપ બેઉ વિચાર કરી માંહોમાંહી વાત કરી કહે છે કે, પુત્રી કહે છે તે સત્ય છે. માટે અત્યારેજ પરણાવી દઇએ એવો નિશ્ચય કરી એક સેવકને મોકલી પોતાના ગોરને બોલાવી તે સમયે શુભ ચોઘડીયું જોઈ લગ્ન નક્કી કરીને પ્રધાનને સામાનની ટીપ તેજ વેળા જોઇતી જણસો મંગાવી કન્યાદાન આપીને મંગળફેરા ત્રણવાર ફેરવ્યા અને ચોથો ફેરો બાકી રહ્યો એટલે ગજરામારૂજીએ પોતાના મનમાં વિચાર કર્યો કે જો હું ચારે ફેરા પુરા કરી આ રૂપવંતીને ગુણવંતીના મોહના ફંદમાં પડીશ તો પછી મારાથી વન જવાનું બને નહિ તો મારા પિતાનું વચન જાય તે ઠીક નહિ. એવો નિશ્ચય કરીને પોતાની તલવાર મ્યાનમાંથી કાઢીને વરમાળા કાપી નાખીને ત્યાંથી નાસવા માંડ્યું એટલે તેના મામાએ ઘણો સમજાવ્યો પણ કંઇ માન્યું નહિ ને પોતાના મામાને કહ્યું કે મારે વન જવાનો સમય છે. માટે કૃપા કરીને મને રજા આપો. હવે ખોટી કરશો નહી એવા વચન સાંભળી મારૂજીની તરવાર સાથે ચોથા મંગળના ફેરા ફેરવી લગ્ન સમારંભ પુરો કરી ઘટારત પ્રમાણે દાન માન આપી વાતચીત કરી; સાંઢ તઇયાર કરાવી ત્રણે જણને વિદાય કર્યા, ને ચંપાદેને પોતાને ઘેર રાખી, હવે રૂડીયો પોતાની સાંઢને પવન વેગે ચલાવી તે થોડીવારમાં એક સુંદર ગામમાં આવ્યા પછી ગામ વચ્ચે થઈ જતાં ત્યાં ભવાયા રમતા હતા તે જોવાને રૂડીયાએ થોડીવાર ઉભી રાખી ભવાઇનો ખેલ જોયો, એવામાં તરગાળા માહોમાંહી વાત કરે છે કે ભાઇઓ આજે આપણે તરેહતરેહના વેશ કાઢી ઘણીવારથી રમીએ છીએ તોપણ રાત નીકળતી નથી એનુ કારણ કાંઇ સમજી શકાતું નથી; તોપણ હું જાણું છું જે રાતને કોઇએ બાંધી રાખી છે તે સાંભળી રૂડિયાએ વિચાર કર્યો કે રાતને મેં બાંધી રાખી છે તેથી ઘણા જનનાં ગોરસ ખાટાં થઇ જશે. વળી માળીયોના ફુલ કરમાઇ જશે એ વિગેરે ઘણા લોકોને નુકશાન લાગશે માટે હવે તો આ તળગારાને રાજી કરી

ઘર તરફ રવાને થઇએ તે પછી રાતને માંડવગઢની ભાગોળે જઇ છોડી મુકીએ એવો વિચાર કરીને પોતાના પગમાંથી રૂપાનો તોડો કાઢીને તરગાળાને આપ્યો, એટલે તેના ટોળાના સરવે તરગાળા બહુ પ્રસન્ન થયા એટલે રૂડીયાનું નામ પુછી તેનો જશ બોલાવી, ભુંગળ વગાડી એટલે રૂડીયાએ પોતાની પવનવેગી સાંઢને જોરમાં ચલાવી તે થોડી વારમાં આવી દામાવંતીને મેહેલે સાંઢને ઉભી રાખી એટલે મારૂજી તેનો મામો અને સાલોસુલો એ ત્રણે જણ નીચે ઉતરી દમાવંતીના મેહેલમાં ગયા એટલે તેઓને જોઇને પોતાના મનમાં બહુ રાજી થઇ પોતાના ભાઇને પુછે છે કે કેમ ભાઇ ધારેલું કામ ફતેહ કરી આવ્યા, તે સાંભળી સાલોસુલો કહે છે કે હા બહેન જગદેશ્વર મહાદેવની કૃપાએ અને રૂડીયાની મહેનતથી ગજરામારૂજીને પરણાવી કુશળ કલ્યાણથી તારી પાસે આવ્યા છીએ. તેવું સાંભળી દામાવંતી કહે છે કે ભાઇ, તું મારી જન્મથી સંભાળ કરે છે તેમ આ વખત પણ બહુ મહેનત લઇ ખરી ઓપદીની વેળાએ કામ કર્યું તેથી તને આશીષ દઉં છું.

જગદેશ્વર મહાદેવ તારા મનના સરવે મનોરથ પૂરણ કરો: તેમજ પરમેશ્વર કલ્યાણ કરો એવો મારો આશીર્વાદ છે. પછી પોતાના કુંવરને કહે છે કે હે પુત્ર તારો જન્મ થયા પછીથી તે આજ સુધી હું તારી આનંદી સુખને જોઇ સદાય પ્રસન્ન રહું છુ. એવું સાંભળી મારૂજીએ પોતાની માને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી કહ્યું કે મારી માતાજી ! તમારી અપાર માયાના બદલો મારાથી કદીપણ વાળી શકવાનો નથી માટે હું જન્મ પુરો થાતા સુધી આપનો આભારી છઊં પણ હવે મને આજ્ઞા આપો તો બહુ સારૂં એવું સાંભળી દામાવંતી કહે છે કે હે પુત્ર તેં મારી અત્યાર સુધી આજ્ઞા પાળી છે. માટે એક કલાક સબુર કર, કેમકે રસોઇયાનો હુકમ કરી રસોઇ તરત તૈયાર કરાવું તારો મામો તથા તું અને હું આપણે ત્રણે સાથે બેસીને જમીયે

અને રૂડીયાને પણ જમાડીયે પછી તેને મહેનતના બદલામાં ઈનામ આપાય તે સાંભળી મારૂજીએ કબુલ કર્યું એટલે દામાવંતીએ કહ્યા પ્રમાણે રસોઇયા પાસે ઘણી સ્વાદિષ્ટ અને તરેહવાર રસોઈ તઈયાર કરાવી મામાભાણેજને એક થાળામાં તૃપ્ત કરી જમાડીને પોતે જમીને રૂડીયાને જમાડી પાન સોપારીનાં બીડા ખાઈ રૂડીયાને ફરીથી પાંચ પોશાક પહેરાવીને સવાલાખ રૂપીયા રોકડા આપી રાજી કરી પોતાના ભાઇને કહે છે કે ભાઇ તું થોડા દહાડા રહે તો સારૂં તે સાંભળીને તેના ભાઈ કહે છે કે બહેન તારૂ કામ થયું એટલે હવે અને ખોટી કરીશ નહિ પછી રૂડીયાને હુકમ કર્યો કે જા મારા ભાઈને એને ઘેર મુકી આવ્ય તે સાંભળી રૂઢીયાએ સાંઢ તયાંર કરીને સાલાસુલાને અમનગર મુકી આવ્યો પછી દામાવંતીયે તેને ઘેર જવાની રજા આપી એટલે પોતાને ઘેર જઇ રાતને બાંધી હતી તે છોડી મુકી. એટલે સરવે ઠેકાણે વાણુ વાયુ તે જોઈ ગજરામારૂયે પોતાને વન જવાના ઘોડા ઉપર સાજ સાજન નાંખી કાળાં વસ્ત્ર પહેરીને પોતાની માતા જને કહે છે કે માજી હવે રજા આપો એટલે હું પંથે પડું એવું સાંભળી માતા કહે છે કે તું વન જા એમ મારાથી કહેવાતું નથી

**દુહાઃ**—સુત પ્રભતિ સંચરોરે, તમે રવી ઉગમતે સુરરે; તમે૦ પર ધરની પર રાજમાં વીરા વાધો ઘણેર નુરરે. વીરા૦ સુનો થશે તારો દોસીયોરે વળી ઘોડા સુના ઘોડારરે, વળી૦ મારૂ સુનીરે મેડીને સુની માવડી સઉ સુના તારા શણગારરે સઉ સુનાં તે દાસને દાસીઓરે વળી વહાલા સુના મુકયા ખવાસરે વળી૦ સુનાં તે બાગને બંગલા તુજ જાતાં સુના આવાસરે તુજ૦

દામાવંતી કહે છે કે હે પુત્ર તું અત્રેથી જતાં તારા ઘોડા રથ બળદ પાલખી દાસ દાસીયો તથા મોર પોપટ મેનાં કોયલ વગેરે પક્ષીયો સરવે સુનાં થઈ વિયોગથી ઝુર્યાં કરશે વળી તારાં નાના પ્રકારનાં

વસ્ત્ર અલંકાર અને સોના રૂપાનાં રમકડાં વગેરે જોઈ મારૂં હઇયું અહોનીશ અફસોસ કરશે માટે મારો ઉપાય ન ચાલતાં તને જવા દઉં છું તે યાદ રાખજે તને રસ્તે રામની આમમાં ગોવરધન નાથની વનમાં વનમાળીની જગામાં જગદીશની દિવસે સુર્યની અને રાત્રીયે ચંદ્રમાની વગેરે સર્વ દેશ રક્ષા કરો એવો આશીર્વાદ દીધો એટલે મારૂજીયે પોતાની માને પ્રણામ કરી કહ્યું કે માતાજી તમે મારી કશી ચીંતા કરશો નહિ હું કુશળ કલ્યાણથી વહેલો આવીશ એમ કહી ઘોડા ઉપર બેસીને પોતાની માતાને કહે છે કે તમારા કહ્યા પ્રમાણે સુરજ પણ ઉગ્યો માટે એક પલવાર રહેનાર નથી એમ કહી પવન વેગે ઘોડો ચલાવી વનને રસ્તે ચાલ્યો તે સાંજ પડે વનમાંથી ફળ ખાઈ પાણી પીને ઘોડાને વીસામો આપીને પાછો પરોઢીએ પંથે પડયો તે વિચારમાંને વિચામાં રસ્તો ચુકયો એટલે મહા વનમાં ઘણું અથડાતાં પાંચ સાત દિવસ જતા રબારીને એક ભોમીયાને પુછી રસ્તે તે ત્રીજે પહોરે એક શહેરમાં પહોંચ્યા તે કયું શહેર છે, તેની મારૂજીને ખબર નથી પણ તે પોતાના સસરાનું ગામ હતું. ત્યાં રાની ચંપાદે પોતાના મનમાં વિચાર કરે છે કે પરમેશ્વરે કૃપા કરી મને ઉત્તમ કુળનો રાજ કુંવર મહા ચતુર વર આપ્યો તે સ્વરૂપે પણ અતિ સુંદર છે પણ હાય શા કામનો અરે પ્રભુજી મેં પુર્વ જન્મે શાં પાપ કર્યા હશે જે મારા વિના મને કશુંએ ગમતું નથી. માથામાં ધુપેલ સરખુ ઘાલતી નથી તેથી મારૂં માથું દુખ્યા કરે છે. માટે આજે તો દાસી પાસે ચંબેલીનું તેલ મગાવી માથે ઘાલું તો કાંઇ માથું દુખતું રહે એવો વિચાર કરી પોતાની દાસીને બોલાવીને કહે છે કે હે દાસી આપણા સરઇયાની દુકાને જઇને કચોલામાં ચંબેલી તેલ લેઇ આવે તો માથે તેલ ઘાલું તે સાભળી દાસી કચોલું લઇ સરઇયાની દુકાને જઇને કહે છે.

દુહો:—સરઇયા તું તો સારૂં જોઈને રે મને આપજે ચંબેલી તેલરે

મુને. ઝટપટ કરી તું તો જોખજે તારૂં કામ પડયું સહુ મેલરે તારૂં.

દાસી કહે છે હે સહચર, તું મને મારૂં જોઇને ચંએલી તેલ આપ્યા તે સાંભળી સરઈયા પુછે છે કે દાસી, તું આજે ઘણે દહ ડે તેલ લેવા કેમ આવી ! એવું સાંભળી દાસી કહે છે કે, મારી બાઇએ આજે હુકમ કર્યો ત્યારે આવી અમારી ઉપર જે વખત જે હુકમ થાય તે કામ કરવું જોઇએ. માટે તું વધારે વાર ન કર. તે સાંભળી સરઇયાએ ઝટ તેને સારૂં સુગંધીદાર ચંએલી તેલ આપ્યું તે લઇને દાસી ચાલતી થઇ એટલામાં રસ્તામાં એક કાળા ઘોડા ઉપર કાળો પોશાક પહેરેલો સ્વરૂપવાન માણુસ જોઈ પોતે તેની સામુ નીરખીને જુવે છે એટલામા તેણે એક ચમત્કાર જોયો જે ગજરામારૂજી કાળા ઘોડા ઉપર વસ્ત્ર પહેરી બેઠેલા જોયા એટલે તેના મનમા એકાએક ફાળ પડી કે આ શો જુલમ એવું મનમાં આવતાં હાથમાંથી તેલનું કચોલું નીચે પડયું તેથી તે બધુ ઢોળાઇ ગયું તે જોઈ સરઈયો પુછે કે હે દાસી તેં કચોલું કેમ પાડી નાંખ્યું અને એકદમ શા વિચારમા પડી ગઇ છે તે સાભળી દાસી કહે છે કે ભાઇ, પડી ગયું તો બીજુ લેઇશું, તેની તું ચીંતા કરીશ નહી એવો ઉત્તર આપી તરત દોડતી પોતાની બાઈ પાસે આવીને તેને કહે છે.

દુહો --કાળે ઘોડેને કાળે લુગડેરે, બેઠો ગજરામારૂ અસવારરે,
બેઠો. સાસું માનોતે મારી બાઇજી, એતો નિશ્ચય તમારા ભરથારરે.

દાસી કહે છે કે બાઇ સાહેબ આપની આજ્ઞાથી હું સરઇયાને ત્યા ચંએલ લેવા ગઇ હતી તે લઇને તમારી પાસે આવતાં એકાએક ચમત્કાર જોયો કે કાળા ઘોડા ઉપર કળાં લુગડાં પહેરી તમારે સ્વામી ગજરામારૂજી અસ્વાર થઇ ચાલ્યા જાય છે તે જોઈ ને મારા પેટમાં ફાળ પડી કે મારૂજી આવા વેશે કયાં જવા નીકળ્યા હશે ? એવો વિચાર આવતાં તેલનું કચોલુ હેઠું પડી ગયું તેથી તે બધું ઢળી ગયું

માટે તે આપને જાહેર કરૂં છું તે સાભળી ચંપાદે દાસી ઉપર રીસ કરીને કહે છે.

દુહો:—જારે જુઠા બોલી વાંદરીરે, સુણતાં વાગ્યા કટારીના ઘાવરે સુણતાં૦ મનમાં વિચાર તેં નવ કર્યો કરી મશ્કરી તેં જોઇ દાવરે કરી૦ ચંપાદે રીસ કરીને કહે છે કે જુઠા બોલી દાસી તે મને ફાળ એવા જુઠા સમાચાર કહી મને શોક સાગરમાં નાંખી એ તે ઠીક ન કર્યું. અરે તેં નીચ જાતે મારી મશ્કરી કરી જા રાંડ ધીક્કાર છે તને જે મારૂં મન વિના કારણે દુખાવ્યું તે સાંભળી દાસી કહે છે કે બાઇ સાહેબ, હું તમારૂં રાત દિવસ નિમક ખાઇ તમો સદા રાજી રહો તેવી સેવા કરૂં છું તે આજે તમને ફાળ પડાવી એવો અપરાધ મુકયો તે તપાસ કર્યા વિના મુકયો છે માટે જરા તસ્દી લઇ તમે મારી સાથે અગાસી ઉપર ચાલો, એટલે તમને ખરી કે ખોટી જે હશે તે વાત સમજાશે, તે સાભળી એઉ જણ અગાશી ઉપર ચઢી રસ્તામાં જુવે છે તો ખરેજ ગજરામારૂજી દાસીના કહ્યા પ્રમાણે જોયા એટલે દાસીને કહે છે કે તારી વાત બધીએ સાચી છે માટે તું નીચે જઇ મારા વહાલા પતીને મારી પાસે તરત માન આપી બોલાવી લાવ હું પણ અહીંથી કહું છું.

દુહો:—ઘોડારે બાધુ ઘોડારમાંરે. કાંઇ પલાણ મેલું પરસાળરે; કાંઇ ધન્ય દામાવંતીના દીકરા, મારે મોહોલે પધારોને વહાલારે, મ.૦

એવો શબ્દ સાંભળી મારૂજીએ વીચાર કર્યો કે બાઇ કીયા શહેરમાં આવ્યો છું તે મને ખબર નથી એ બોલાવનારી મને શાથી ઓળખે છે, તેથી મારૂં સગુંવાલું હશે માટે થોડીવાર મળતો જાઉં એવો નિશ્ચય કર્યો એટલે દાસી કહે છે કે મહારાજ આપના ઘોડાને એકાંતે ઘોડારમાં બાંધી તેને ઘાસ નાંખી દાણો પણ ખવરાવુંછું અને તમારૂં પલાણ મેહેલની પરસાળમાં એક બાજુએ મુકું છું. આપ ની-

ર્ભયતાથી મેહેલમાં પધારો, તે સાંભળી મારૂજી ઘોડો દાસીને સોંપી મેહેલમાં ગયા ત્યાં રાણી ચંપાદેએ બહુ આદરમાન આપી એક જડીત્ર કોચ ઉપર બેસાડીને ઠંડુ પાણી લાવીને પાયું તે પછી પાન સોપારી એલચી જાયફળ વગેરેનું બીડું આપી મધુર શબ્દોથી તેમના કુશળ વર્તમાન પુછ્યા તે શબ્દો સાંભળી મારૂજી પ્રસન્ન થયા, એટલે તેની સાથે નાના પ્રકારની વાતો કરી મોહજાળમાં ફસાવી દીધા, પછી રસોઇયા પાસે સ્વાદીષ્ટ રસોઇ નાના પ્રકારની કરાવી તેનો કાળો પોશાક ઉતરાવી સેવકો પાસે સુગંધી તેલ ચોળાવી ગરમ પાણીએ નવરાવ્યાં તે પછી રીલ કોરૂ કરી પીતાંબર પહેરાવી સોનાને પાટલે બેસાડી સુવર્ણ થાળમાં સરવે સાહિત્ય પીરસી બહુ જમાડયા તેના સાથે હાસ્યવિનોદનાં વચનથી તૃપ્ત કરી મશાલેદાર પાનનું બીડું આપી પોતે પણ જમીને મારૂજી પાછળ આવી બીજાં સરવે હજુરી દાસદાસીને જમવાની રજા આપી. એ રીતે ત્રણ દિવસ રાખી સુખશાન્તી પમાડયા પછી સ્ત્રીઓ સોગટા બાજી રમવા માંડી, તેમાં મારૂજીની બાજી જીતપર જોઇ કહે છે કે મહારાજ આપ બાજી રમવામાં મારાથી ઘણા ચતુર છો તેથી બાજી પણ જીત પર છે તે છે તે સાંભળી મારૂજી કહે છે કે હે સુંદરી આ સંસારમાં હારવું જીતવું, સુખ દુઃખ લાભ ખોટ વગેરે પોતાની અવધીએ ચાલી પોતપોતાનું ફળ આપી અવધી પુરી થયે જાય છે. માટે જેમ લખીત હોય તેમજ બને તે સાંભળી ચંપાદે કહે છે કે હે સ્વામીનાથ ! આપ જે કહો છો તે સર્વે ખરૂં છે. થોડા દિવસ ઉપર આપ પોતાના મામા સાથે અડધી રાત્રે આવી મારી સાથે ઘડીયાં લગ્નથી પરણ્યા. તે સમયે ત્રણ મંગળફેરા કરી ચોથો ફેરો બાકી રહ્યો, તે વેળા તરવારથી વરમાળ કાપીને નાસી ગયા હતા એવા હઠીલા છો તોપણ મને મારા પ્રાણ કરતા અધીક વ્હાલા છો. હું અહોનીશ પરમેશ્વરનું ભજન કરી આપનું સર્વ પ્રકારે કલ્યાણ ઇચ્છતી

હતી. તેમજ મળવાને પણ બહુ આતુર હતી તેથી પરમદયાળુ પરમેશ્વરે મારા ઉપર દયા કરી, આપને અહી મોકલ્યા તેથી મારા જીવને ઘણોજ આનંદ થયો. એ રીતે ચંપાવતીના બોલ સાંભળી મારૂજીને બહુ અફસોસ થયો અને મ્હોટા વિચારમાં પડયા કે કેવો બનાવ બને છે જે હું વન જવાને જેમ જેમ ઉતાવળ કરૂં છું, તેમ તેમ વધારે હરકત નડી રોકાણ થાય એ ઠીક નહી. એવો વિચાર કરી ચાપાદેને કહે છે.

દુહો:-ઇશ્વર આજ્ઞાએ વનમાં જવું રે, હવે અન્ન ખાવું મારે ભીખમેં હવે હવે૦માટે જાવાદોને સુજને, રાણી રાજી થઇ આલોને શીખરે. રાણી૦

મારૂજી કહે છે કે રાણી હું વન જવાની ઘણી ઉતાવળ કરૂં છું તેમ તેમ નાના પ્રકારની હઠીકતો નડતી જાય છે. તેથી મારો જીવ બહુ કચવાય છે માટે હવે તો રાજી થઇને રજા આપો તો બહુ સારૂં કેમકે હવે હું તમારી પાસે ઘડીએક રહેનાર નથી. જો હું મોહમાયામાં પડું તો મરાથી વન શી રીતે જવાય વન ન જાઉં તો મારા પીતાનું વચન જાય તો ઠીક નહી. એવી રીતે મારૂજીના વચન સાંભળી ચપાદે પોતાના મનમા પસ્તાવા લાગી કે મેં મારા સ્વામીને બધી વાત જણાવી તે ઠીક ન કર્યું કેમકે મારા શબ્દ સાંભળી પાછાં વન જવાની બહુ ઉતાવળ કરે છે તે હવે રહેનાર નથી અરર પ્રભુજી હું કેવી અભાગણી જે મારા લગ્ન મોટી ધામધુમથી થવાનાં હતાં તે છતાં છડીયે લગ્ને પરણાવું પડયું કદી જોગે એમ બન્યું તે વિષેનો અફસોસ મુકી દેત જો મારા સ્વામી જીનો સંજોગ રહેત તો મને નાનાં પ્રકારનાં સુખ મળત તેને બદલે વિજોગી દુ:ખ સેહેવાં પડશે એવો વિચાર ભરાતાં રાણીના નેત્રમાંથી આંસુની ધારા ચાલી; તોણે રડતાં રડતા પોતાના પતીને બેઉ હાથ જોડી વિનંતી કરે છે.

દુહો:—આજનો વાસો રહો મ્હારા મહેલમાંરે; પ્યારા પ્રભાતે

વનમાં જાએરે: પ્યારા૦ કહ્યુ માનો કામણગારા કંથજી જ્યાં જાઓ ત્યાં સુખીઆ થાઓરે; જ્યો૦

ચંપાદે કહે છે કે મહારાજ તમે આજનો વાસો કૃપા કરીને મ્હારા મહેલમાં રહી પ્રભાતે વનમાં જજો કેમકે આપણે ઘેર કોઇ પરોણો આવે છે તેની પણ બનતી બરદાસ કરી બે ચાર દીવસ રાખવો પડે છે તો તમે મારા શીરછત્રને પ્રાણપ્રીય પતી છો વળી રૂપગુણ અને વિદ્યા સાગર છો જેથી મુજ અબળાનો જીવ દીલગીર કરશો નહી હું તમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરૂ છે એમ કહી પોતાના પતીને લગી લગીને પગે લાગી એટલે મારૂજીને ઘણીજ દયા આવી તેથી ચંપાદેની વિનંતી કબુલ કરી એટલે રસોઇયાને કહીને તરેહવાર ઘણી સ્વાદીષ્ટ રસોઇ કરાવી પાસે બેસી દંપતીએ ભોજન કરી તૃપ્ત થઇ હાથ ધોઈ ગાદી ઉપર બેસી પાનસોપારી લવીંગ, એલચી કાથો ચુનો નાંખી તાજાં બીડા તૈયાર કરેલાં હતાં તે ખાઇને મધુર ભાષણો મીઠી મીઠી વાતો કરી તે સાંભળી મારૂજીને શાતી થતાં નિદ્રા આવી એટલે છત્રપલગપર સુઇ રહ્યા ત્યાં ભરનિંદ્રાવશ થયા તોય રાણી તેના પગ ચાંપ્યા કરે છે. એમ કરતાં મધ્યરાત્રી વીતી ઘડીયાળમાં કડીંગ કડીંગ એમ ત્રણ ટકોરા વાગ્યા, એટલે પાછલી રાતના પહેલી વારનો મરઘો બોલ્યો તેનો શબ્દ કાને પડતા મારૂજી ઝબકીને જાગી ઉઠયા. એટલે રાજા કહે છે કે મરઘાએ બાંગ દીધી. પરોઢીયું થયું તેથી મને જવાની આજ્ઞા આપો તો સારૂં તે સાંભળી રાણી કહે કે અહો પ્રાણપતી, તમે શીદ ચીંત્તા કરો છો હજુ અડધી રાત ગઇ છે ને અડધી બાકી છે. એ મરઘાને તો ટેવ પડી છે તેથી તે સહુ પેહેલો બોલે છે તે ખરો નથી માટે તમે સુખેથી નિંદ્રાવશ થાઓ; વેળા થશે એટલે હું તમને ઉઠાડીશ એવું સાંભળી મારૂજી સુઈ રહ્યા ત્યારે ચંપાદે મરઘા ઉપર કોપ કરીને કહે છે.

દુહો:—મધ્યરાતે મરઘા તું બોલીયોરે; મારા મારૂને પડાવ્યો ત્રાસરે

મા૦ સવારે બોલાવું મુવા વાઘરી; તને પકડી મંગાવી સમારી પાસરે
તને૦ થોડે થોડે ચુંટું તારા પીંછડાંરે તારી ચાંચે દેવરાવું ડામરે તારી૦
મારો સ્વામી ઝબકીને જાગીયા, મારૂં સુખડું બગાડે કામરે. મા૩૦

હું આશા ભંગ મરઘા તેં વહેલી બાંગ દઇ મારા સ્વામીને ઝબ-
કીને જગાડયા તેથી સવાર થવાદે એટલે વાઘરી પાસે તને પકડાવી
મંગાવીને શિક્ષા કરૂં તે સાંભળી મરઘો કહે છે.

દુહો:—તમારે કારણે નથી બોલીયો હું તો બોલ્યો ગરીબોને
કાજરે હું તો૦ કામે જાયે સહુ જાગીને તમે સુખે સુવાડો મહારાજરે તમે

મરઘો કહે છે સાહેબ ઇશ્વરનાં નિયમ પ્રમાણે બોલ્યો ગરીબોને
ઉદ્યાગી લોકો વહેલા ઉઠીને પોતાના નિયમીત કામ કરે તેથી તેઓ લાભ
મેળવી સુખી થાય માટે હું બોલ્યો છું તમે અને તમારા સ્વામી સુખે
સુઇ રહો વિના અપરાધે મારી ઉપર રોશ કરશો નહિ એવો ઉત્તર
આપ્યો એટલે ચાર વાગવાનો અમલ થયો ત્યારે ફરીને બોલ્યો તેનો
શબ્દ સાંભળી માનજી બીજીવાર જાગીને કહે છે કે હવે તો નક્કી પરો-
ઢીયું થયું માટે રજા આપો. તે સાંભળી ચંપાદે કહે છે કે મહારાજ
તમે વારે વારે ઝબકીને કેમ ઉઠો છો હજુતો એક પહોર રાત બાકીછે
માટે નીશ્ચત થઇને સુઈ રહો એમ કહી પાછા સુવાડીને બીજીવાર મર-
ઘાને ઠપકો દઇ કહે છે.

દુહો:—પાછલી રાતે પાછો બોલીને બીજીવાર પડાવી ફાળરે.
બીખ પકડી મંગાવું હું તુજને કાલા વાઘરી પાસે કાલ્યરે કાલા૦ લાજ
નથી મુવા તુજને તને કહીયે કેટલી વારબ તને૦ ફરી તે જગાડયો
મારા નાથને કાલે કઢાવું ગામની બહારરે કાલે૦

રાણી કહે છે કે તને એકવાર સમજાવીને કહ્યું તોપણ બીજીવાર
ફાળ પડાવી માટે કાલે તને કાલા વાઘરી પાસે પકડાવીને ગામની
બહાર કાઢી મુકાવીશ તે સાંભળી મરઘો કહે છે કે બાઇ સાંભળો.

દુહો:—તમારે કારણ નથી બોલીયોરે,. હું તો બોલ્યો છું તસ્કરને કાજરે, હું તો૦ સહુ સંતાઇ જાયે સહેજમાં તમે સુખે સુવાડો મહારાજરે

મરઘો કહે છે કે રાણી હું તારા જેવા સુખીઆ માણસોને દુખ દેવા નથી બોલતો હું તો ગરીબ ગરબા તથા ચોર લોકોને ચેતવણી આપવા બોલું છું જે ગરીબ લોકો વહેલા ઉઠીને પોતાનાં જરૂરનાં કામો કરેને ચોર લોકો ચેતી પોતપોતાને ઠેકાણે જાય તે માટે બોલું છું એ વાતની તમે બુદ્ધિવાનને દયાળુ થઇ મુજ પક્ષી ઉપર વિના અપરાધે આટલી રીસ ધરો છો તે યોગ્ય નથી. એવો ઉત્તર સાંભળી ચંપાદે સમજી કે મરઘો ખરૂં કહે છે, એટલે પાંચ વાગ્યા તે ટકોરાનો અવાજ સાંભળી મારૂજીયે બારીમાંથી રસ્તા તરફ જોયું તો સવાર થવાની તૈયારી દેખીને પોતાની રાણી ચંપાદેને કહે છે.

દુહો:-શીખ દીયોને રાણી સત્યવતીરે, અમે જઇશું હવે વનવાસને અમે૦ બાર વરસે તે પાછા આવીશું, તમે મુકો અમારી આશરે તમે૦

મારૂજી કહે છે કે હે સત્યવાદી રાણી ! હવે તમે રાજી થઇને રજા આપો હવે હું એક પળવાર રોકાનાર નથી. જો લખ્યું હશે તો બાર વરસે પાછાં મળીશું. એવું સાંભળી રાણી રૂદન કરીને કહે છે.

દુહો:—રહો તો રાંધુ રૂડી લાપશીરે, ઉતાવળ હોય તે, ઓસવું સેવરે; ઉતાવળ૦ મ્હોલમાં રહોને મારા સાહીબા હઠીલાજી મુકો હઠ ટેવરે, હઠીલાજી૦

મારૂજી કહે છે કે તમો જેજે કહો છો તે સર્વ સમજુ છું પણ હવે એક પળવાર રોકાવાનો નથી માટે તરત રજા આપો એવું સાંભળી સંપાદે રૂદન કરતી કહે છે,

દુહો:—તમેરે ચાલ્યા વ્હાલા વન વિષેરે, મારી કોને ભલામણ દોછોરે; મારી૦ વિયોગ દુખની વાતો કોને કુહું, ઉત્તર આપો તમે શું કહો છોરે, ઉત્તર૦

રાણી કહે છે મહારાજ તમે પોતાનીજ વાત કબુલ રાખી હઠીલા થઈ વનમા સીધાવો છો તો મારી કોને ભલામણ કરો છો અરે દુઃખ વિરામ નાથજી તમારા વિયોગના દુખની વાતો તમારા સિવાય બીજાને કહી શકાય નહી તેનો કાંઇ વિચાર આવે છે કે નહિ ? સાંભળી મારૂજી કહેછે

દુહોઃ-તમને સોંપ્યાંરે મંદિર માળીયાંરે રાણી સોંપી હીંચોળા ખાટરે રાણી૦ ખાઓ પીઓને ખેલો મોજમાં તમે મ્હાલો મહીયરી- આની વાટરે તમે૦

દુહોઃ-મહેલ બંદીખાનું માનીયેરે મારે હીંચોળો સુળી સુમાનરે, મારે૦ મોજ છુટતાં રૂદન રાણી માંડીયું, મ્હારે મહીયર ઉજડ ગાનરે૦ મારે૦ રાજા કહે છે

દુહોઃ તમને સોંપ્યા કણ કોઠારનારે, તમને સોંપ્યા તે દુઝણા ઝોટરે; તમને૦ દુધ સાકર પીયો ભાવતાં વસ્ત્રાભુષણની નથી ખોટરે વસ્ત્રા૦

દુહોઃ કણ કોઠાર મારે કોયલારે, દુઝણાં ઝોટા ચામડીયાને દઉરે, દુઝણા૦ દુધ સાકર રૂધીર તમ વિના વસ્ત્રો બાળી રક્ષા કરી રહુરે. વ૦ રાજા કહે છે

દુહાઃ—તમને સોપ્યો છે રાણા રેંટીયોરે, તમને સોંપ્યો તે મણ કપાસરે. ત૦ સરખી સહીયરો ગમ્મત કરી કાંતજો; તેથી તમે નહિ રહો ઉદાસરે. તે૦ રાણી કહે છે.

દુહાઃ—રેંટીયો ભાગીને રાંધુ ખીચડીરે, વળી કપાસ મુંકું લાહરે વ૦ સહીયરોનો સંઘ નથી કામનો, મેંતો ઝાલી તમારી બાંહ્યરે મેંતો૦ તમને સોંપ્યોરે પારસ પીંપળોરે, રાણી ગણજો પીંપલીયાનાં પાનરે, રા૦ બાર વરસે તે પાછા આવશું; ત્યાં સુધી ભાવેભજી લો ભગવાનરે. ત્યાં સુધી૦ રાણી કહે છે.

દુહાઃ—સાથે તેડોરે મારાં સાહીબારે, મારા બાર વરસ કેમ જાયરે મારાં૦ મારૂં સંજોગી સુખ જાય વેગળું, એક દિવસ વરસ સમો થાયરે

એક૦ એવું જાણુતી તો ન પરણુતીરે. રાજ્ને બાળકું વાળી રહેતરે રાજા૦ ખાલી હામ તમારો ઝાલીયો, તો હું તમને દોષ ન દેતરે તો૦ સાસરી જેવાનો રહયો ઓરતોરે ઘુંઘટ તાણ્યાના રહયા મન કોડરે. ઘુંઘટ૦ રાજા તમે ચંપાને હું કેતકી, મારી ભલી બનીતી જોડરે મારી૦ પહેરી ઓ-ઢીને ફરવું સાસરેરે; તેતો હરખ થયો મારો ભંગરે. તેતો૦ નથી છુટયાં તે હાથનાં મીંઢલારે, નથી ઉતર્યાં પાનેતરનો રંગરે. નથી.

રાણીએ વિલાપ કરીને કહ્યું કે--

રાગ પરજની દેશી–પીયુ શું થાશેરે થાશે, મારી રજની કઇ પેર જાશે. એ ટેક૦ તમે મુકીને ચાલ્યા વનવાસરે, સ્વામી કોઇની નથી મારે આશરે હું તો થઇને બેઠી નીરાશ પીયુ૦ સ્વામી દીસો નાના બાળ, સાથે નથી કોઇ રખવાળ, તમારી કોણુ લેશે સંભાળ પીયુ૦ તમે હઠ કરી નવ જશોરે તમે ભાવતા ભોજન કયાં ખાશોરે, સ્વામી દુઃખીયા ઘણા તમે થાશો. પીયુ૦ સ્વામી છો, બાળેવેશરે, તમે રખે જતા, પરદેશરે; મારૂં કહ્યું માનો લવલેશ પીયુ૦ મારી સગી નણંદના વીરરે મારે નયણે વહે છે નીરરે, મુને નથી રહેતી ધીર પીયુ૦ મારી ભલી બનાતી જોડરે, દેવે કોપ કરી જોડ તોડીરે; તમે શીદ નાખો તરછોડીરે પ્રાણુનાથ પાછા તમે આવોરે મારા ઉપર દયા તમે લાવોરે; સ્વામી. અબળાના પ્રાણુ બચાવો. પીયુ૦ મારૂં ગોરૂં ગુલાબનું અંગરે, ફીક્કુ પડી પીળો પડયો રંગરે; મારા હરખ થયા સૌ ભંગ પીયુ૦ મેં તો જાણ્યું જે રતનરે; તેને રાખીશું કરી જતનરે; સ્વામી શીદને છોડો છો વત-નરે૦ પીયુ૦ મારૂં રત્ન તે રજમાં રાળ્યુંરે. મારૂં પાપ કરમે બોળ્યુંરે; મારૂં કોમળ કાળજું કોર્યુંરે પીયુ૦ વિધાત્રીને મારે વેરજરે; તેથી લ-ખીયા છે આવા લેખરે; વેહેર ભાવે તે મારી આ બેંખ પીયુ૦ વીગોગ બાણુ મને ઘણાં વાગેરે મારા અંતરમાં ભડકો લાગેરે, તેતો હોલવું કેની આગેરે; પીયુ૦ સ્વામી હું છું નાનેરૂ બાળરે, તમો વીના

આવી પહોંચે કાળરે મારી કોણ લેશે સંભાળ રે પીયુ૦ હજી સોલ વરસ નથી થયાંરે, મનમાં મનોરથ રહ્યારે; નાની વયમાં મુકી મને ગયા પીયુ૦ અપવાસ કરી રાત જાગરે ઉમીયાજીને પાયે લાગુરે; હું તો વ્રત કરી વર માગું, પીયુ૦ તમે પાછા વળો ઘેર આજરે મારૂં કહ્યું માનો માહારાજરે, આપું મારા બાપનું રાજ. પીયુ૦ જાઓ કહેતામા જીવડો જાયરે; તમ વીના કેમ રહેવાયરે; વિયોગ દુઃખ તે કેમ સહેવાયરે: પીયુ૦ હજુ હાથના મીંઢ નથી છુટયાંરે. મારા પાએ અમુલ છુટયારે; રોઇ નેણનાં નીરજ ખુટયારે પીયુ૦ એમ રાણી રૂદન કરે છે ને નયણે નીરની ધારા ઝરે છેરે, તમારે આગળ પાલવ ધરે છે. પીયુ૦ મને સાસરે આવ્યાના કોડરે નથી હીંડી મોડામો ડરે ચંપો કેતકી અનીતી જોડ પીયુ૦ મને સાસુ જોયાની ખંતરે મને પાયે પડયાની ખંતરે, કહ્યું માનો મારા ગુણવંત પીયુ૦ માારૂજીએ કહ્યું કે.

દુહો:—કંકાસ મુકો તમે કામનીરે. કાંઇ ધીરજ રાખજો ચીતરે, કાઇ૦ શુકન ભલેરા અમને આપીએ; અમે ચાલાયે અમારે પંથરે અમે

હવે રોવાનું કામ નથી ધીરજ રાખીને રહો રાજાની હઠ જોઇ રાણીએ શુકન આપવા માંડયા.

દુહો:—ડાબા જમણી જોને તેતર બોલેરે રાજા આડી ઉતરે મંજારરે: રાજા૦ એવે શુકને તમે ચાલશોરે, તમને ઘાતક લોહીની ધારરે, તમને૦ આટો કુટોને રાજા વી પડેરે, કાઇ છુટે કેશે જો નારરે, કાંઇ૦ એવે શુકને તમે ચાલશો તો રાજા નહી દેખો દરબા-રરે રાજાં૦

તમે જાશો તો મહા વીઘન નડશે મારૂએ કહ્યું કે રાણી અપ-શુકન બોલ્યા કરતાં શુકન આપો૦ રાણી સારા શુકન આપે છે.

દુહો:—ડાબાં બોલે રાજા દેવલાંરે કાંઇ જમણેરી ભેરવ હોયરે, કાંઇ૦ એવે શુકને તમે ચાલશો તો તમને વેરી ન મળશે કોઇરે,

તમને૦ કોરે ઘડે કુંવારકારે, તેને ખોળે અપ્પીયાણું જન જારરે તેને૦ એવે શુકને તમે ચાલશો તમને મળશે ફુલાંદે નારરે તમને૦ વર કન્યા પરણીને આવતાંરે; સામા મળે નીશાળીયા સાતરે, સામા૦ એવે શુકને તમે ચાલશો તો તમને મળશે દેવળદે નારરે. તમને૦ દેવ સકળ શુભ જોગણીરે; કાંઈ પીતા તે કહેવાયરે, કાંઇ રક્ષા કરે રાજા તમ તણી રાણી કહે સુણો મારા રાયરે; રાણી૦ ચોરે ચૌટે રાજા ચાવડી, જ્યા મડદા બળે મસાણુરે, જ્યાં૦ ત્યાં રક્ષા કરે મુજ માવડી સફળ હોજો તમારૂં કલ્યાણુરે, સફળ શહેર વાડીને રાય રણુ વીશેરે જ્યાં પર્વત ને હોય પહાડરે જ્યાં હું આરાધું મારી માવડીરે તેતો આવીને પુરે લાડરે તેતો૦ પશુ પંખીને દહીત માનવીરે કાંઈ નરનારીને રાયરે કાંઇ૦ એ વસે થાશે રાજા રાજાતનીરે કાંઇ ગુરૂ છે અંબામાતરે કાંઇ૦ પરમુળક પરદેશડેરે, કાંઇ પરધરતી પર વાસરે કાંઇ૦ જગદેશ્વર મહાદેવ તમારી સહાયમાંરે, કાંઈ પુરી કરે સઉ આશરે કાંઇ૦ હીમ પડે ધરતી ગડગડેરે એવું મારે દુઃખરે કાંઇ૦ જ્યારે રાજા તમને દેખશું ત્યારે તો થાશે સુખરે; ત્યારે૦ નર વીના જ્યાં નારી એકલી તેતો પગલે પગલે વાંકરે તેનો૦ તે દીસે દીન મુને બીહામણોરે હુંતો કોડ ભરી કલંકરે હુંતો૦ રાણી કહે રાજા સંચરોરે કાંઇ ચલાવો ચતુર તોખારરે. કાંઇ કહેતાં શુકન લેઇ ચાલીઓરે, ગજરામારૂ તેણે દારરે ગ૦

રાણીએ રજા આપી એટલે રાજા પોતે શુકન જોઇને ચાલ્યા; જ્યા રાજા ગયા કે રાણી રૂદન કરે છે કે હે દાશી રાજા વિના મારા પ્રાણ રહેનાર નથી, માટે રાજાની સાથે જવાય તો ઠીક રાણીનું આ કહેવું સાંભળીને એક દાશી બોલી કે આપણી એક દાશી પાસે અહીં તેની આપેલી એક જડીબુટી હતી તેમાં એવો ગુણ હતો કે માણસ મોંમા રાખીને જે જનાવરનું રૂપ લેવા ચહાય તે રૂપ થઈ જાય રાણીએ ને જડી બુટી મોંમાં નાંખીને પોતે ભમરી થઇને રાજાની પાછળ

ગઇ અને રાજાના પેંગડામાં ભરાઈ ગઇ હવે જંગલમાં ઘણી ઝડપથી રાજા જાય છે એટલે રાણી મોંઢામાંથી બોલી કેઃ—

દુહોઃ—હળવે રેવંત રાજા ખેલાવજો, કાંઇ કાળજુ કડકા થાયરે, કાં૦ સવાગજનું છે રાજા નેળીયું, મારૂં ડાભેરૂ અંગ દબાયરે મા૦

ઘોડાને ધીમે ચલાવો, આ અવાજ માઝને કાને આવ્યો એટલે મન વાળ્યું કે એતો રાણીના ભણુકાર વાગતા હશે એમ ધારી આગળ ચાલ્યા, ફરીને રાણી બોલી.

દુહોઃ—દામાવંતીના દીકરારે; મારી સગી નણંદના વીરરે. મા૦ હળવે રેવંત તમે હાંકજોરે મારૂં સોસાઇ જાય શરીરરે મા૦

રાજાએ તરત ઉભા રહીને તરવાર ખેંચીને કહ્યુ કે જે હોય તે મારા સામે આવો નહી તો હું બાળીને પ્રલે કરીશ એટલે રાણી પોતાનું સ્વરૂપ બદલીને સામે આવી ઉભી રહી એટલે રાજાએ કહ્યું કે તમે મારો કેડો નહી મુકો તો મારી મેળે આપઘાત કરીશ રાજાની રીસ જોઈ રાણીએ કહ્યું તમારી મરજી નથી તો હું નહિ આવું એમ કહી વડ રોપ્યો તે રોપતાંજ મોટો ગંભીર થઇ પડ્યો પછી રાણીએ કહ્યું કે, તમારે જવું હોય તો જાઓ. હુંતો અહીંજ રહીશ ને તમે જ્યારે આવશો ત્યારેજ આવીશ એમ કહી રજા આપી રાજા ગયા એટલે રાણીએ પાછું વડ–ઉપર રૂદન કરવા માંડ્યું, રાણીનું રૂદન સાંભળીને નદીનાં નીર પણ થંભી રહ્યાં. છેવટે રાણીએ મન વાળ્યું. ગજરામારૂ ખેડ કરતો જાય છે. આગળ, રાયા રૂપાનું શહેર આવ્યું તે શહેરની બહાર સુકાઇ ગયેલો બાગ હતો તેમાં જઇને ઉભો રહ્યો એટલે બાગ લીલોછમ થઇ ગયો અને ફુલના છોડને ફુલ આવ્યાં રાજા ઝાડ સાથે ઘોડો બાંધીને ઝાડ નીચે સુતા એટલે ઉંઘ આવી ગઈ. એટલામાં એજ ગામના ઢેડ તથા વાઘરી હંમેશ લાકડાં વીણવા આવતા હતા તેઓ જુએ છે તો બાગ લીલો કલાર જેવો શોભી રહેલો

છે અને અંદર એક ઘોડો અને એક પુરૂષ દીઠો. તે જોઇને બાગની માલીક માલણ હતી તેની પાસે જઇ કહ્યું કે તારો બાગ લીલોછમ જેવો થઇ ગયો છે. અને કોઇ મોટો પુરૂષ બાગમાં સુતો છે. માલણ કહે તમને લાકડાં નહી મળ્યાં હોય માટે તમે એમ કહો છો; પેલા માણસોએ સમ ખાધા એટલે માલણ બાગમા આવી પછી પોતે એમના પગલાંથી ઝાડ લીલાં થયાં છે એમ ધારીને ફુલ, કલંગી હાર ગજરા રાજાને આપવા જાય છે એટલે ઘોડે ખુંખારો કર્યો તેથી રાજા જાગી ઉઠયો ને માલણ ઉભી રહી તેને મારૂએ પાંચ મહોરો આપી માલણ જોઇ રાજી થઇ અને જાણ્યું કે આ કોઇ રાજા છે એમ ધારી માલણ રાજાને પુછે છે.

દુહો:—કિયારે મુલકના પતિ છો રાજવીરે કહો કીયું તમારૂં ગામરે કહો૦ ન્હાની વયમાં બહાર કેમ નીસર્યા; એવું શુંરે પડયું છે કામરે, એવું૦ સજ્જન મળે ત્રણ લોકમાંરે; રાજા છો હજી બાળે વેશરે, રાજા૦ રાજા શારે દુખે તમે આવીયા; પ્યારા કેમ વેઠો પરદેશરે પ્યારા૦ નોકર ચાકર નથી સાથમાંરે તમે એકલા આવ્યા છો આજરે; તમે૦ સત્ય બોલોને સદગુણી કુંવરજી એવું શું છે અગત્યનું કાજરે એવું૦

એ પ્રમાણે માલણના બોલ સાંભળી મારૂજી ઉત્તર આપે છે.

દુહો:—કોઇ દેશનો નથી રાજવીરે; બેન નથી કરતો હું રાજરે. બેન૦ પૃથ્વી પરક્ક્ષા કારણે, નીકળ્યો જોવાને કાજરે; નિકળ્યો૦ નામ ઠામ અહીં બતાવીને. મારે કાંઇ કરવું નથી કામરે મારે૦ આ શહેરમાં શોભીતું જોઇને પછી જઇશું બીજે કાઇ ઠામરે પછી૦

મારૂજી માલણને કહે છે કે હું બેન કોઇ રાજા નથી. પણ મુલક નીકળ્યો છું માટે મ્હારૂં નામ ઠામ કે બાપનું નામ કેવાની કઈ મતલબ નથી ફકત આશહેરની શોભા સારી જોઇ વીચાર્યું કે અન્ન પાણી હોય તો બે દીવસ રહીને બીજે ગામ જઇએ. તે સાંભળી

માલણ કહે છે હે મહારાજ; મેં તો સહેજ જાણવા પુછયું તમે કંઇ રીસ કરશો નહી; જો આપને બે દીવસ કે તેથી વધારે દીવસ રહેવાની મરજી હોય તો મહારે ઘેર પધારી સુખેથી રહો, મારાથી બનતી બરદાસ કરીશ. તે સાંભળી મારૂજી માલણને ઘેર ગયા ત્યાં ગદી તકીયો નાખીને ઉપર માન દઇ બેસાડીને તેની સાથે નાના પ્રકારની મીઠી વાતો કરી ઘરમાં આવી પોતાની પુત્રીને હુકમ કરી નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ કરાવી મારૂજીને તૃપ્ત કરી જમાડયા તે પછી પાન સોપારીનું બીડું ખવાડી વાતો કરી તમને પ્રસન્ન કર્યા મારૂજીએ પણ માલણની સાથે કેટલીક વાતો કરી તેનો સાર સમજી લીધો વળી શહેરના રાજા વિશે કેટલીએક જાણવા જોગ બાબતો પુછી તેના ખુલાસા બંધ ઉત્તર મળતાં પોતે પ્રસન્ન થઇ કહે છે હે બેન તારી મમતા જોઈ હું સંતોષ પામુ છું માટે હું આ શહેરના રાજા પાસે જઇ વાતચીત કરૂં પછી જો લખાત હશે તો ઠરાવ કરી અહીંજ ચાકરી કરીશ. તે સાંભળી માલણ કહે છે કે બહુ સારૂ મહારાજ મારી પણ ખુશી છે કે આપના મીલાપથી મને બહુ આનંદ થાય છે તેમજ સહાય થશે માટે આપ રાજદરબારમા પધારો તે સાંભળી મારૂજીએ પાસેથી મ્હોરો વટાવી પોતાને શોભે તેવો પોશાક લઇ દરજી પાસે તૈયાર કરાવી બણી ઠણીને રાજસભામાં ગયો પણ ત્યાં કોઇ ને નમીને જુહાર ન કર્યો તેથી રાજા એને કચેરીના સર્વ જનો તેનું રૂપ અને ચંચલાઇ જોઇ વિચારમાં પડયા આ કોઇ મ્હોટો ભાગ્યશાળી રાજાનો કુંવર છે. તેથી કોઈ ને જુહાર પણ કરતો નથી એવું વીચારી તેને પુછે છે.

**દુહો:**—કીયા શહેરના તમે રાજવીને નીશ્ચય કહો શું છે આપનું નામરે નિશ્ચય૦ વળી શા કારણે પરદેશમાંરે એવું શું છે જરૂરનું કામરે એવું. કોને દુખી બહાર નીકળ્યારે હજી દીસો છો બાલે વેશરે

હજી૦ રાજ તેજ અતિ ઝગમગે કેમ છોડ્યો પોતાનો દેશરે કેમ૦

દુહો:—અમેરે નથી રાજવીને કાંઈ છેટે છે મારૂ ગામરે કાંઈ આવ્યો છું હું પરદેશમાં મ્હારે ચાકરી રહ્યાનું કામરે મારે૦ નામ મારૂં નથી પાડીયુંરે સુને ઠાકોર કહે છે બધુ ગામરે સુને૦ મેહેર કરી મને રાખશો તો હું હજુરમાં રહુ આણે ઠામરે હું.

મારૂજી કહે છે મહારાજ મારો દેશ અહિંયાથી ઘણો દુર છે તે કહેવાની કાંઇ જરૂર નથી વળી મ્હારૂં નામ પાડ્યું નથી તેથી મને સર્વ લોકો ઠાકોર કહીને બોલાવે છે. હું પોતાની હોંશીયારી જણાવવા સારૂ પરદેશ નીકળ્યો છું તે જ્યા અન્નોદક લખીત હશે ત્યા નીમકહલાલ પણાની નોકરી બજાવી મારો ગુણ દેખાડીશ એવો ઉત્તર સાંભળી રાજા રૂપસીંહ વિચાર કરે છે કે આ કોઇ મહાપરાક્રમી રાજકુંવર છે એવું એના રૂપ ગુણ અને ચાલાકી ઉપરથી સાફ જણાય છે માટે એને નોકરી રહેવા વીષે પુછી જોઉ એમ વીચારી રૂપસીંહ પુછે છે કે ઠાકોર આપ એક મહીનાનો પગાર કેટલા રૂપીયા લેશો ? તે સાંભળી ઠાકોર ઉત્તર આપે છે કે એક મહિનાના સવા લાખ રૂપીયાં પગાર લેઇશું ત્યાંજ રહીશું તે સાંભળી રાજા મોટા વિચારમાં પડી પોતાના પ્રધાનને પુછે છે કે પ્રધાન મારી સાથે એકાંત ઓરડામાં આવો તો ત્યાં તમને કાંઇ વિચાર પુછવો છે. એમ કહેતાં તે બેઉ જણ એકાંતે જઈ સામસામાં ખુરશી ઉપર બેઠા ત્યાં રાજા પુછે છે કે પ્રધાનજી આપણા સર્વ નોકરોના પગારનો દર માસે સવા લાખ રૂપીયા ખરચ થાય છે તેટલી બીજી રકમ એક ધણીને કેમ અપાય આ ઠાકોરમાં એવો શો સદગુણ હશે તે સમજાતું નથી તે સાંભળી પ્રધાન કહે છે કે મહારાજ જેઓ બુદ્ધિનો સાગર જેવા ગુણે ગંભીર હોય તે ભારે પગાર લે છે તેથી તેનો વધારે ગુણ કરી દેખાડે છે તે હરામનો પગાર લેનાર નહી માટે આપ તેની પરીક્ષા જોવા એક

મહીનાની બોલી કરી રાખો તેમાં તમને ગુણ જણાય તો વધારે રાખજો આ વખત આપ નહી રાખો તો તે ચાલ્યા જશે ને તેનો કોઇ બીજા રાજા નોકરી રાખશે તો આપણી આબરૂ જશે તે સાંભળી રાજા કહે છે કે તમારી મરજી હોય તો આપણે પરીક્ષા જોવા રાખીએ એવો નીશ્ચય કરી સભામાં આવી ઠાકોરને કહે છે કે તમે કહો તે પગાર આપીશું માટે તમો સુખેથી રહો તે સાંભળી ઠાકોર કહે કે તમે કબુલ થયા તો હું પણ રહેવાને ખુશી છું પણ મારી રીત કહું તે સાંભળો સવારના દશ કલાક થયા પછી તમારી નોકરી સાંજના ચાર વાગ્યા સુધી કરી તે પછી મારી મરજી પડશે ત્યાં ફરવા જઇશ બીજુ એ કે હું દેવ મુની ગુરૂ બ્રાહ્મણ સાધુ અને મારી જનેતા એ છને નમું છું તે શીવાય બીજા કોઇને નમતો નથી માટે સભામાં આવતાં અને જતાં તમોને સલામ કરીશ નહી ! તે સાંભળી રાજા કહે છે કે જે તમે કહો તે મારે કબુલ છે, તમે ફકત મારી સાથે મધુરી વાતો કરી સોગઠાં બાજી રમશો એટલે બસ છે એવો ઉત્તર આપી બુકમાં તે ઠાકોરના નામના પગારનો આંક અને મીતી નોંધ રાખી એટલે મારૂજીએ ઘેર જવાની રજા માગી માલણના ઘેર આવ્યા તે જોતાંજ પુછયું કે હે ભાઈ આપ રાજા પાસે જઇ શો બંદોબસ્ત કરી આવ્યા ? તે સાંભળી ઠાકોર થયેલી વાત બધી સાંભળાવી તે સાભળી માલણ ખુશી ખુશી થઇને કહે છે કે હે ભાઇ તમે મારા માડી જાયા ભાઇ કરતાં અધીક વહાલા છો તેથી સુખેથી મારે ઘેર રહો હું તમારી શેવા કરવામાં કશી વાતની ખામી રાખનાર નથી તે સાંભળી ઠાકોર કહે છે કે બેન ઠીક છે. હું પણ તારો ગુણ ભુલનાર નથી એવી પરસ્પર વાતો કરી માલણે નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ બનાવીને સુગંધી તેલ મારૂને શરીરે મરદન કરી ગરમ પાણીએ નવરાવી દીલ કોરૂં કરી ધોએલાં વસ્ત્ર પેહેરાવી પાટલા ઉપર બેસારી રૂચી પ્રમાણે ભોજન કરાવ્યું જમી રહ્યા

પછી બીડું ખવરાવ્યું એટલે દરબારમાં જવાની વેળા થઇ ત્યારે મારજી પોતાનો અમીરી પોશાક પહેરી દરબારમાં ગયા ત્યાં રાજા પ્રધાન ને સરવે સભાજનોએ માન આપ્યું પણ પોતે નમ્યો નહીં પછી રાજાની સાથે બેસી કેટલીએક વાતો કરી એટલે સોગટાં બાજી માંડી ઘણી ચતુરાઈથી રમત રમતાં ઠાકોર જીત્યા એમ નીત નીયમ પ્રમાણે રાજ-સભામાં આવી રાજા પ્રધાનને ઇત્યત સર્વને પ્રસન્ન કરી સાંજના ચાર વાગે ઘોડા ઉપર બેશી ઢાલ તરવાર પીસ્તોલ બાંધી મરજી પ્ર ત્યા ફરવા જાય એમ કરતાં ઓગણત્રીશ દહાડા થાય ત્યારે રાજા પ્રધાનને એકાંતે બોલાવીને કહે છે હે પ્રધાન આવતી કાલે એક મહીનો પુરો થશે તેના સવા લાખ રૂપીયા આપવા પડશે ને તેનો કાઇ પણ ગુણ દેખાયો નથી મેં તારા સુકન ઉપર બધી વાત કબુલ કરી છે, તે સાંભળી પ્રધાન કહે છે કે મહારાજ એના ગુણની આજે રાત્રીએજ ખબર પડશે કેમકે આપણો ગોવાળ આજે ખબર લાવ્યો છે કે આપણા ગામના ગાંદરે રાક્ષસ આવ્યો છે તેણે કેટલાંક બકરાં અને બીજા પશુઓ મારી નાંખ્યા તે પછી પાછો ઝાડીમાં ભરાઇ ગયો તે જો રાત્રીએ લાગ જોઇ ગામમાં પેસશે તો માણસોની ઘાત કરશે માટે તેનો બંદોબસ્ત થવો જોઇયે એવી ખબર લાવ્યો છે માટે આજ રાત્રીયે એ ઠાકોરને દરવાજે ચોકી કરવા મોકલીશું ત્યાં એનની સર્વ હુશીયારીની ખબર પડશે. પ્રધાને ઉત્તર આપ્યો તે રાજાએ કબુલ કરી ઠાકોરને કહ્યું કે આપણા ગામ બહાર ઘાતકી રાક્ષસ આવ્યો છે તેણે કેટલાંક બકરાંને બીજાં પશુઓ મારી નાખ્યાં માટે તે ગામમાં પેશી જશે તો માણસનો ઘાત કરશે માટે તમારે દરવાજાના બંદોબસ્ત રાખીને રાક્ષસનો ભય ટાળવો જોઇએ તે સાંભલી ઠાકોરે ઉત્તર આપ્યો કે મહારાજ એ ઘણી ખુશીની વાત છે. જે એ મારા લાયકનું કામ મનેજ બતાવ્યું તેથી એ ભય તત્કાળ ટાળી મારૂં નીમ-કહલાલ પણું દેખાડીશ એમ કહી પોતાના મુકામ જઇ વહેલું ભોજન

કરી માલણની રજા લઇ સરવે જોઇતાં હથીયારો સજી દીવસ આથમતાં ચેલાસર દરવાજા બંધ રખાવી ફકત ઉગમણા દરવાજાની બારી ઉઘાડી રાખીને તરવાર લઇ ઉભો રહયો ત્યાં રાત પડીને થોડુંક અધારૂં થયું એટલે ચારે કોર જોતો જોતો રાક્ષસ દરવાજા નજીક આવ્યો ત્યાં સુધી કોઇ પશુ કે માણસ તેની નજરે આવ્યાં નહી કેમકે દીવસ છતાં ઠાકોરે ચોકસ બંદોબસ્ત કર્યો હતો તેથી કોઇ સપાટામા આવ્યું નહી. એટલે દરવાજાની બારી ઉઘાડી જોઇ ખુશી થયો કે ગામમાં પેસવાને બારી ઉઘાડી છે, એ પણ ઠીક તાલ પડયો એમ ધારી વાંકો વળી બારીમાં પેઠો એટલે ઠાકોરે જગદીશ્વર મહાદેવનું સ્મરણ કરી સ્હાયતા માગી અતી જોરથી સીરોઇની તરવાર તેની ડોક ઉપર મારી તેથી તેનુ બીહામણું માથુ દુર જઇ પડયું તે જોઇ સેવકોએ તરત રાજાને તથા પ્રધાનને ખબર કરી એટલે તે અને બીજા કેટલાક લસ્કરી અમલદારો મસાલો તૈયાર કરાવી લાસનું કલેવર જોવા આવ્યા તે જોઇ સર્વજનો આશ્ચર્ય પામી ઠાકોરની તારીફ કરવા લાગ્યા કે એ કોઇ દેવાસી સુરવીર રાજકુંવર છે એમ સમજી રાજાએ ચાર બળદનું ગાડું મંગાવી સેવકોને કહ્યું કે આપણા ગામથી બે કોશ દુર જઇ જંગલમાં એની લાશ દાટી ગાડું ધોઇ નાખજો એવો હુકમ કરી સહુ સહુને સ્થાનકે ગયા ઠાકોરે બનેલી સરવે હકીકત માલણને કહી તે સાંભળી માળણ બહુજ પ્રસન્ન થઇ તેના દુખડાં વારી લીધાં પછી થોડી એક વાતચીત કરી સુઇ રહ્યાં. રાજ સેવકો કહ્યા પ્રમાણે રાક્ષસની લાસ દાટી ગાડું ધોઇ પોતાને સ્થાનકે આવ્યા તે પછી સવારનો પહોર થયો એટલે નીત્ય નીયમ પ્રમાણે મારૂજી દરબારમાં આવ્યાં ત્યાં પ્રધાન ને સર્વ અમલદારો તથા સેવકોએ બહુ માન આપી કહ્યું આપના સદ્‌ગુણનાં જે વખાણ કરીએ તે થોડાજ છે એમ કહયા પછી રાજાએ ઠાકોરને સવાલાખ રૂપીઆ પગારના રોકડા આપીને ભારે કીમતનું સેલું

તથા કસબી મંડીલ, સોનાના કડા કંઠી અને હીરા જડીત બે પોહાં-ચીઓ તથા હીરા જમાવની મુઠવાળી શીરોહીની તરવાર અને ગેંડીની ઢાલ એટલાં વાનાં બક્ષીસ આપી કહ્યું કે તમોએ એક ઘડીમાં જે પોતાના સદગુણ અને શુરવીરપણાની હુશીયારી દેખાડી છે તેનો બદલો મારાથી વાળી શકાયો નથી, હવે મને બધી વાતે આપની ખાત્રી થઈ એવી વાતચીત થયા પછી ઠાકોરે શેહેરમાં સર્વ ઠેકાણે રસ્તાઓ સરખા કરાવી પાકી સડકો બંધાવી બે વખતે પાણી છાટવાનો હુકમ કર્યો તેમ સાંજના રઈયતને વિશ્રાંતી પામવા અતી સુંદરવાડી બંગલા બંધાવી કેટલીક વાતમાં રાજાના હકમાં પેદાસ વધારી; એમ દીન દીન પ્રત્યે સુધારો કરવા માંડયો એ વાત હલાં રહી ને પછી ચંપાવતી નગરીના રાજા કેસરીસીંહની પુત્રી ફુલાંદે મહારૂપિ ગુણની ભરેલી હતી તેના સાંભળવામાં એમ આવ્યું કે માંડવગઢના રાજા જેસાજામની અણમાનીતી રાણી દામાવંતીનો પુત્ર ગજરામારૂ નામે મહા ચતુર પરાક્રમી અને ગુણમા ભરપુર છે તેથી એ વીરની સાથે મારૂ લગ્ન થાય તો બહુસારૂ કેમકે મારા માત પીતાએ આજ્ઞા આપી કે તું તારી ઇચ્છા પ્રમાણે સુદગુણી વર બોલાવી પસંદ કરીશ તે અમારે કબુલ છે એવો વિચાર કરી એક પોતાનો આશ્રીત બ્રાહ્મણ હતો તેને બોલાવીને કહ્યું કે બ્રહ્મદેવ હું તમને એક પત્ર લખી આપું તે તમે લઈ માડવગઢમાં જેસાજામની અણમાનીતા રાણી દામાવંતીના પુત્ર ગજરામારૂજી પાસે જઇ તેને વંચાવીને તેની સાથે મારૂ વેવીશાળ નકી કરી વહેલા આવજો એટલે હું તમને પુષ્કળ ધન આપીશ એમ કહી તેને પત્ર લખી આપી ને એકસો રૂપીઆ વાટ ખરચીના આપી તરત વિદાય કર્યો તે બ્રાહ્મણે માંડવગઢ આવી દામાવંતી પાસે સર્વ હકીકત જાહેર કરી દામાવંતીએ ઉત્તર આપ્યો કે મ્હારા પુત્રને એના પીતાએ દેશવટો દીધો છે તેથી તે હાલમાં ઘેર નથી વનવાસ ગયો છે તે બાર વરસે પાછો

આવે ત્યારે એ વાત કબુલ થાય એવો ઉત્તર સાંભળી બ્રાહ્મણ નિરાશ થઇ ત્યાંથી પાછો વળ્યો તે કેટલાંક શેહેર ફરી ફરી થાકયો પણ મન ગમતું ઠેકાણું મળ્યું નહી પછી વિચારવા લાગ્યો કે ઘણે ઠેકાણે ફર્યો તોય જોગ બનતો નથી માટે હવે તો જે શેહેર આવશે ત્યાના રાજાને ગજરામારૂ ઠરાવી વેવીશાળ કરૂ તો કંઇ ધન મળશે એમ વિચારી રાજા રૂપસિંહના શેહેરમાં મારૂજી ચાકર રહયો છે ત્યાં આવ્યો તેરોજ રાજા પાસે દરબારમા જઇ આશીર્વાદ દઇ કહે છે કે ચંપાવતી નગરીના રાજા કેસરીસીંહની પુત્રી ફુલા નામે મહારૂપ અને ગુણવંત છે તેનાં હાથનો પત્ર લઇ માંડવગઢના રાજા જસાજામની અણુમાનીતી રાણીના પુત્ર ગજરામારૂજી સાથે વેવીશાળ કરવાં ગયો હતો પણ તપાસ કરતાં સાભળ્યું કે મારૂજીને એના બાપે દેશવટો દીધો છે માટે ત્યાંથી કેટલાક શહેરમા ફર્યો પણ બરાબર ઠેકાણું મળતું નથી જો તમારી મરજી હોય તો તમારી સાથે વેવીશાળ નકી કરૂં કન્યા તો ગુણનો ભંડાર છે તેથી તમારો દરબાર શોભશે એવું સાભળી રાજાએ પોતાના પ્રધાનને પુછી વેવીશાળ કબુલ કર્યું પણ ફરમાવ્યું કે તમારી વાત કુંવરીએ કબુલ કરી તો તો સારૂં પણ ન કબુલ કરે તો મારે અહીં મરવું પડે તો આબરૂ જાય તો ઠીક નહી તે સાંભળી બ્રાહ્મણ કહે છે કે ફુલાદે કે હું કાંઇ મારૂજીને દીઠે ઓળખતાં નથી માટે તમને ગજરામારૂજી ઠરાવીશું એવું સાંભળી તે બ્રાહ્મણને દશ હજાર સોનામહોર આપી એટલે તે રાજી થઇ આશીર્વાદ આપી કહે છે કે હે મહારાજ હું આજ્ઞા માગુંછું. આપ સુશોભિત વસ્ત્રાલંકાર મોટી જાન સણગારી વેહેલા આવજો એમ કહી બ્રાહ્મણ તાકીદથી ફુલાદે પાસે આવીને કહે છે કે બાઇ સાહેબ તમારા કહ્યા પ્રમાણે કામ ફતેહ કરી આવ્યો છું તે સાભળી બ્રાહ્મણને બસો સોના મહોરો આપી તે લઇ આશીર્વાદ દઇ ઘેર ગયો હવે બ્રાહ્મણ વિદાય થયા પછી રાજા રૂપસીંહે પોતાના પ્રધા-

નને એકાંતે બોલાવીને કહ્યું કે ચંપાવતીના બ્રાહ્મણે ફુલાદે સાથે લગ્ન કરવાને નક્કી ઠરાવ કર્યો છે માટે હાથી ઘોડા રથ પાલખીઓ તથા દાસીયોને તૈયાર કરીને રથમાં બેસાડો. અમે બધા તૈયાર થઈ જઈશું ત્યારે તમારી ગાદી ને શહેર બંને કોણ સાચવશે તે સાંભળી રાજા કહે છે કે ઠાકોર ઘણા નિમકહલાલ અને વિશ્વાસુ માણસ છે તેથી તે સહુ સંભાળશે વળી એક બીજું કારણ છે જે ઠાકોર ઘણો રૂપ ગુણથી ભરેલો છે તેથી એને જોઈ ફુલાદે પ્રસન્ન થાય તો મારી સાથે વરે નહી માટે ઠાકોરને બોલાવો હું ભલામણ કરૂં તે સાંભળી પ્રધાન કહે છે સારૂં મહારાજ એમ કહી ઠાકોરને સરવે હકીકત કહી સંભળાવીને ગાદીની તથા પોતાની સર્વ સેવકોને રૈયતને ભલામણ કરી કહ્યું કે હે ઠાકોર હું ચંપાવતી નગરીમાં મારા લગ્ન કરવા જાઉં છું મને તમારી બધી રીતે ખાત્રી છે. તે સાભળી ઠાકોરે કહ્યું તમો બધી વાતે નિર્ભય રહી પધારો ને લગ્ન કરી વહેલા આવજો એવી રજા મળતાં મોટી ધામધુમથી જાન તયાર કરી નગારાં નિશાન ચોઘડીયાં વગેરે વાજીંત્રો સહીત રૂડું મુહુર્ત જોઇ સીધાવ્યા તે વેળા નાના પ્રકારનાં વાજીંત્ર વજડાવી બંદુકોના અવાજ કરી ચાલતા થયા હવે ઠાકોરે વિચાર કર્યો કે રાજા મને પોતે સર્વ રાજધાની સોંપી ગયા છે તે હું સારી રીતે સંભાળીશ તેની કશી ચીંતા નથી પણ મને જાનમાં સાથે તેડી ન ગયા તેનું શું કારણ હશે વારૂ મરજી તેમની હું મારા કામમાં તત્પર રહું એવું વિચારી સર્વ દરવાનને તેમજ રાત્રી દિવસના ચોકીદારને પોતપોતાની હદની ભલામણ કરી. શહેર ફરતા ગામડાંઓના મારગે ઘોડેસ્વાર સીપાઇઓને મોકલતાં કહ્યું કે વાટે જતાં આવતાં કોઇપણ વટેમાર્ગુને લુંટારા લોકો ઇજા કરી લુંટે નહી તે વાતની ચોતરફ સારી રીતે તજવીજ રાખજો એમ સર્વે ઠેકાણે ચંચળ સીપાઇઓને સોંપણ કરી

દરબારમાં કચેરી ભરી રાજનીતી પ્રમાણે પ્રજાજનોને ન્યાય કરી રાજા કરતા સરસ કામ ચલાવ્યું હવે રૂપસિંહજી મોટી ધામધુમથી જાન લઇ નીકળ્યા હતા તે ચંપાવતી નગરી પાસે આવી રાજા કેસરીસિંહ જીને જાણ કર્યું કે જાન આવી છે તે સાંભળી રાજા એ મ્હોટી ધામધુમથી સામઇયું લઇ માન આપીને પોતાની અતિ સુંદર ને મ્હોટી વાડીમાં ઉતારો આપ્યો રૂપસિંહજી તે વાડી અને બંગલાની શોભા જોઇ ખુબ ખુશી થઇ પરણવાને આતુર થઇ વાટ જોયા કરે છે એટલામાં ફુલાદેએ પોતાની હજુર દાસીને સંદેશો કહી વરરાજા પાસે મોકલી તે તરત આવીને વર રાજાને કહે છે કે મહારાજ મારી બાઈ ફુલાદેએ કહ્યું છે કે મ્હારા સ્વામી ગજરામારૂજી ઘણા રૂપગુણના ભંડાર છે તેથી તેની પરીક્ષા જોવા મેં સાત રંગના સાત જુદાજુદા પડદા બાંધ્યા છે ત્યાં જે પડદાની શમસ્યા કહું તેનો બરોબર ઉત્તર આપશે તો તેની સાથે પરણીશ કદાપી ઉત્તર નહી આપો તો પરણવાની નથી એ રીતે મારી બાઇએ કહ્યું છે તે તમને જાહેર કરૂં છું એમ કહી દાસીએ પોતાની બાઇ પાસે આવીને કહ્યું કે તમારા સરવે સમાચાર કહ્યા છે ફુલાદે કહે સારૂ એમ કહી પડદા છોડવાની શમસ્યા યાદ કરી રાહ જોયા કરે છે દાસી સંદેશો કહી ગયા પછી રૂપસિંહ પોતાના પ્રધાનને કહે છે કે હે પ્રધાન ફુલાદેએ તો સાત જુદા જુદા પડદા બાંધી દરેક રંગની જુદી જુદી શમસ્યા પુછી છે સર્વના બરાબર ઉત્તર આપુ તોજ મારી સાથે પરણે હું તો કશી યે શમસ્યા સમજતો નથી તો ઉત્તર શી રીતે દઉં અરેરે હવે તો પુર્ણ કમબખ્તી આવી જો આ વખતે ઠાકોર આપણી સાથે હોત તો ઉત્તર આપત ને આપણું કામ થાત માટે હવે કંઇ ઉપાય રહ્યો નથી મારે આ ગામમાં આપણા છાના સેવકો મોકલી કોઈ બત્રીશ લક્ષણો પુરૂષ શોધી મંગાવો તે જો ઉત્તર આપે તો મારૂં કામ થાય નિકર આબરૂ ગુમાવી પાછા જવું પડશે

તે સાંભળી પ્રધાને ચતુર સેવકોને બીના સમજાવી ચારે તરફ મોકલ્યા તે બત્રીશ લક્ષણાની શોધ કરે છે પણ જોઇએ તેવો કોઇ ચતુર પુરૂષ મળતો નથી તોપણ શોધ્યા કરે છે એટલે એક કાસદે ઠાકોરનો પત્ર લાવી રૂપસિંહને આપ્યો તેમાં લખ્યું છે જે આપ દરબાર વિષેની તથા શાહેર અને લસ્કરના બંદોબસ્ત વિષેની કશી ચિંતા કરશો નહી, બધી વાતનો બંદોબસ્ત રાખ્યો છે આપ લગ્ન કરી વહેલા પધારજો એજ વિનંતી સર્વે પત્ર વાચી રાજા પ્રધાન બેઉ રાજી થયા પણ પડદા છોડનારની રાહ જોયા કરે છે કાસદને મોકલ્યા પછી ઠાકોરે પોતાના મનમાં વિચાર કર્યો કે રાજનો સર્વ ઠેકાણે સારો બંદોબસ્ત ચાલે છે માટે ફરવાનું મિશ કરી મારા ઘોડા ઉપર બેશી કોઇના કળ્યામા ન આવે તેમ રાજા રૂપસીંહજીનાં લગ્ન ધામધુમ જોઇ વહેલો આવતો રહીશ. એવો નિશ્ચય કરી સરવે અમલદારોને ભલામણ કરી ફરવાનું મીશ કરી નીત્યનો પોશાક લઈને પોતાનો ઘોડો તૈયાર કરાવી તે ઉપર અસ્વારી કરી પવન વેગે ચલાવી થોડી વારમાં ચંપાવતીનગરી નજીક આવીને પોતાનો અમીરી પોશાક કહાડીને સુશોભિત ફકીરી પોશાક પહેરી શહેરમાં જઇ ઉતરવાનું એકાંત ઠેકાણું જોવા માંડ્યું એટલામાં એક અતિ સુંદર મશીદ જોઈ તેમાં ઘોડા સહીત ચાલ્યો ગયો, તેને જોઈને બીજા ફકીરો બોલ્યા કે કયું હજરત આપ કહાંસે આયે ઓર કહાં જાતે હો. ફકીર કહે છે. મે ખાલી ફીરનેકું નીકલા હું આગે મહજીદ અચ્છી દેખકે દેખનેકું આયા હું. તે સાંભળી ફકીરો કહે છે કે હજરત આજકી રાત યહાં ડેર જાઓ, એવું કહી તેને ખાટલે ગોદડું પાથરી બેસાડયો. પછી ઘોડાને પોતાની પાસે એક લીંબડાના ઝાડ સાથે બાંધી તેને ઘાસ તથા દાણો મુક્યો પાણી પાયું તે પછી ફકીરોને પસંદ પડે એવી મીઠી મીઠી વાતો કરી

સહુને ખુશી કર્યા. એટલે રાજસેવકો જે બત્રીશલક્ષણો પુરૂષ જોવા નીકળ્યા હતા તે ચોતરફ રખડી રખડીને થાકયા પછી ફરતા ફરતા મશીદ પાસે આવીને કહે છે કે આખા શહેરમાં અથડાયા પણ હજુ કોઇ મળ્યું નહી માટે આ મસીદમાં જઇને જોયું તો ત્યાં એક ચંચલ નવો ફકીર જોયો એટલે તેની સામું જોઇ માંહોમાંહે કહે છે કે આને પુછી જોઇએ તો ઠીક એ શબ્દ સાંભળી નવો ફકીર કહે છે કે તું અપસ અપસ મેં કયા ગરબડ કરતે હો જરા ખબડદારીસે બાત કરો તે સાંભળી રાજસેવકોએ કહ્યું કે તમે ગુજરાતી વાત બોલી જાણો છો અને એ ભાષાની સમસ્યા શમજી શકો છો? તે સાંભળી ફકીર કહે છે કે હું બધુંએ બોલીગ્યે જાણું છું એવો ઉત્તર મળતાં સેવકો કહેછે આ નગરના રાજાની પુત્રી ફુલાંદે સાથે અમારો રાજા પરણવા આવ્યો છે પણ ફુલાંદેએ વરની ચતુરાઇ જોવા સાત પડદા જુદા જુદા બાંધ્યાં છે ત્યાં ઉભા રહીને દરેક પડદા આગળ જે શમસ્યા કહે તેનો ઉત્તર આપવા જોઇએ તે વિષે જો તમે જાણતા હો તો અમારી સાથે આવી પડદા છોડાવશો તો અમારા રાજા સાહેબ તમને ધન આપી રાજી કરશે તે સાંભળી ફકીર કહે છે કે મારે કંઇ જોઇતું નથી જો તમારા રાજાનું લગ્ન થતું હોય તો તે વાતમાં બહુ ખુશી છું પણ આ વાતની ખબર કરી રાજાનો લગ્ન સમયનો પોશાક લઇ આવો તે પહેરી સાત પડદા છોડાવી નાંખુ એવું સાંભળી સેવકોએ તે સરવે બીના રાજાને કહી એટલે પોતાના લગ્નનો પોશાક ચાકરો સાથે મોકલ્યો તે લઇ ફકીરને આપ્યો એટલે તેણે પહેલા સેવકોને કહ્યું કે તમે ફુલાંદેને કહો કે તે સમસ્યા પુછવા વળી માંડે રાજાને કહેજો કે તમે આજ પોશાક પહેરી પરણવા બેસજો તેથી તમારૂં કામ ફતેહ થશે. સમાચાર સાંભળી સેવકોએ રાજાને તથા ફુલાંદેને જાણ કર્યું આંહી ફકીરને વરરાજાનો અમીરી પોશાક પહેરી પોતાના

ઘોડાને તૈયાર કરી તે ઉપર અસ્વારી કરી ઘોડાને તરેવાર ચાલ ચલાવી નચાવતો નચાવતો ફુલાંદેના મોહોલ નજીક આવ્યો ત્યાં રસ્તાના સર્વ લોકો તેની ચંચળાઇ જોઇને ઘણા ખુસી થયા તેમ ફુલાંદે પણ નાઈ ધોઈને સોળે શણગાર નવા ઉત્તમ પ્રકારના પોશાક પહેરી પોતાની બારીમાંથી વરરાજાની રાહ જોયા કરતી હતી તે પણ જોઇને બહુ ખુશી થઈ દાસીને હુંકમ કર્યો કે વરરાજાજી પધારે છે. તેને માન પાન આપીને પડદા બહાર ખુરસી નાંખી બેસાડજે હું સમસ્યા પુછીશ એવો હુકમ કર્યો એટલામાં વરરાજા મોહોલ પાસે ઘોડો નચાવતા આવી ઉભા રહ્યા એટલે દાસીયે આવી કહ્યું કે અહો વરરાજાજી પધારોને બિરાજો આ ખુરશી ઉપર મારી બાઇ પડદામા તઇયાર છે. તે તમને સમસ્યા પુછે તેનો ઉત્તર આપશો તો તે ખુશીથી તમારી સાથે પરણશે તે સાંભળી વરરાજાએ (ગજરામારૂએ) ઉત્તર આપ્યો કે તમો ગમે તે પ્રમાણે પુછો એવું સાંભળી દાસીયે પોતાની બાઇને કહ્યું કે તમોને ગમે તે પુછો એટલે ફુલાદે પડદામા રહી પ્રશ્ન પુછે છે પહેલા ધોળો પડદો.

**દુહો**:—પડદો આવ્યા મારા વાલમાંરે, તમે કહોને પડદા કેરી રીતરે, તમે૦ ધોળો પડદો રાજા કહી દાખવો. વરમાળા આરોપું આંણી પ્રીતરે, વરમાળા૦ રાજા:–ધોળાં વનમાં ગૈધન ચરેરે, કાંઇ ધોળા તે વનમાં કપાસરે, કઈ ધોળુ દુધ પીને જીવે સર્વેરે એ તો લીલા શ્રીઅવીનાશરે. એતો૦ રાણી ફુલાંદે:–ભલો તે ઉત્તર આપ્યો રાયજીરે તમે ભલો તે રાખ્યો રંગરે તમે૦ હવે પીળો પડદો કહી દાખવો, તમને પોઢાડું સેજ પલંગરે તમને૦ પડદો બીજો:–ધોળો તે પડદો છોડી નાંખજો રે પછી પીળાની સુણજો રીતરે પછી૦ ક્ષણ એકમાં ઉત્તર આપીને તમને પરણી લઇ જાઉ ખચીતરે તમને૦ પીળો તે વનમાં પોપટોરે કાંઇ પીળી ચણાની દાળરે કાઇ૦ પીળો શોભે ગોરાદેનો

કંચવો, કશી કડશીને પહેરો આણી વહાલરે, કશી૦ રાણીઃ—ભલોરે ઉતર દીધો રાયજી ભલો રાખ્યો હુશિયારીનો રંગરે ભલો૦ હવે રાતોપડદોકહી દાખવોરે તમને પોઢાડું સેજ પલંગરે તમને પડદો ત્રીજોઃ—પીળો પડદો પાછો કરોરે પછી રાતાની સુણજો રીતરે પછી૦ પળ એકમાં કહી દાખવું તમને પરણી જઈશું ખચીતરે તમને૦ રાતી તે વનમાં ચનોઠડીને રાણી રાતો કસુંબો મજીઠરે રાણી૦ રાતો શોભે ગોરાદેનો ચુડલો, બારે માસ પેરતો દીઠરે બારે૦ રાણીઃ—ભલો ઉતર આપ્યો રાયજી સુણી મનમાં ને થાય ઉમંગરે સુણી૦ હવે કાળો પડદો કહી દાખવો, તમને પોઢાડું સેજ પલંગરે તમને૦ પડદો ચોથો—રાતો પડદો પાછો કરો ને પછી કાળાની સુણજો રીતરે પછી૦ એને પળ એકમા કહી દાખવું, પ્યારી પરણી લઈ જઈશું ખચીતરે પ્યારી૦ કાળા તે વનમા કોશાયોરે, તેથી કાળો છે અતીશય કાગરે તેથી૦ કાળો શોભે ગોરાદેનો ચોટલો, જાણે શોભે કાળો નાગરે, જાણે૦ રાણી—ભલા અર્થ કર્યા રાયજીએ, તમે રૂડા કહયા છે રંગરે તમે૦ હવે લીલો પડદો કહી દાખવો, તમને પોઢાડું સેજ પલંગરે તમને પડદો પાંચમો કાળો પડદો પાછો કરોને સુખે સુણો લીલા કેરી રીતરે સુખે૦ પળ એકમા કહી દાખવું. તમને પરણી લઈ જાઉં ખચીતરે તમને૦ લીલો તે વનમા વાલોળીયો વળી લીલો ને જવનો છોડરે વળી૦ લીલોઃ—શોભે ગોરાદેનો સાળુડો, અંગે ઓઢતા પહોંચે કોડરે. અંગે રાણી ભલો ઉત્તર આપ્યો ભુપતી તમે ભલો ભજાવ્યો છે રંગરે; તમે હવે કાબરો પડદો કહી દાખવો, તમને પોઢાડું સેજ પલંગરે, તમને૦ રાજાઃ—લીલો પડદો પાછો કરો પછી સુણો કાબરા કેરી રીતરે; પછી૦ એક પલકમાં કહી દાખવું તમને પરણી લઈ જાશું ખચીતરે તમને૦ રબારી મેર બેઠડાં, રાણી કાબરી ભાવસાર મેર ભાતરે; કાબરી દીસે ગોરાદેની

આંખડી; તે તો આંજતી માઝમ રાતરે. તે તો૦ રાણીઃ—ભલો ઉત્તર તમે દાખવ્યો, રાજા ભલો ભજાવ્યો રંગરે; રાજા૦ ફરતો પડદો કહી દાખવો તમને પોઢાડું સેજ પલંગરે તમને૦ રાજાઃ—કાબરો પડદો પાછો કરો, રાણી ફરતાની સુણજો રીતરે; રાણી૦ એક પલકમા કહી દાખવું તમને પરણીને જાશું ખચીતરે; તમને૦ ફરે તો ગોરાદેનો રેંટીયો જેની તીખા લોઢાની ત્રાકરે; જેની૦ સાત છોડયા ને વળી છોડશું રાણી પુછો તે દઉં જવાબરે રાણી૦ રાખો હૈયામા ઓરતો, વણુ દીકો પુછો ને કહુંરે રાણી૦ રાણીઃ—જોઇ હરખી સાહ્યબા મુને વાગ્યાં તે મોહનાં બાણરે; મુને૦ પેલા ભવના પુણ્યે પામીયા સ્વામી ચૌદ વિદ્યા ગુણ જાણરે; સ્વામી૦ પડદા છોડ્યા મારા વાલમા, „હવે રહેતી નથી મને ધીરરે; હવે વરમાળા આરોપુ હેતથી; થાપુ :કરીને નણદલકેરા વીરરે થાપુ૦ ભલા કહ્યા ભલા સાંભળ્યા :રાજા ભલો ભજાવ્યો રંગરે રાજા૦ ગદબદ પડદો કહી દાખવો તમને પોઢાડું સેજ પલંગરે તમને૦

રાની ફુલાદે કહે છે કે પ્રાણનાથ તમો મહાન ચતુર છો તેથી મેં જે સમસ્યાઓ પુછી તેના ખુલાસાબંધ ઉત્તર આપ્યા તેથી મારા મનનું સર્વ સમાધાન થયું, માટે હે કૃપાનાથ આપ મારી સાથે પરણીને મને પોતાની અર્ધાંગના કરો પણ હે મહારાજ તમે સાત પડદા ના ઉતર આપ્યા તેમ આઠમા ગદગદ પડદાની સમશ્યાના ઉત્તર આપશો તો હું બહુ પ્રસન્ન થઇશ તે સાંભળી રાજા કહે છે, પડદો આઠમો— કાબરા પડદાને પાછો કરો કામનીરે, તમે આવી બેસો સનમુખરે તમે૦ ગદબદ પડદો કહી દાખવું, પછી પુરણી પમાડું સુખરે, પછી૦ ગદબદ ધીને સાકર રાણી૦ ગદબદીયો કંસારરે, રાણી૦ ગદબદ રાણીની સેજે ફુલડાં તેમાં પોઢે ફુલાદે નારરે, તેમાં૦

એવી રીતે રાજાએ ઉતર આપ્યો તે સાંભળી ફુલાદે બહુ પ્રસન્ન થઇને કહે છે કે હે રાજાજી હવે મારા મનને એક ક્ષણવારની ધીરજ રહેતી નથી માટે તમે જાન તૈયાર કરી પરણવા આવો હું પણ મારા પિતાને કહેવરાવી સામગ્રી તઇયાર કરાવું છું રાજા કહે સારૂં એમ કહી પોતે ઘોડા ઉપર બેસી પોતાના ઉતારા ભણી ( મશીદમા ) ચાલ્યા તે તરત પોચતાં પોતાંના અંગ ઉપરનો સર્વ પોશાક ઉતારી રાજ સેવકોને કહ્યું કે આ પોશાક લઇ રાજાને આપી કહો કે મહારાજ આ પોશાક પહેરી તરત લગન કરવા પધારજો કેમકે રાણીને આઠ પડદાની સર્વ સમશાના ઉત્તર આપી બધા પડદા છોડાવી નાંખ્યા છે માટે તે વિષે હવે તમને કશી હરકત થાય તેવું નથી, પણ પરણીને કન્યા તેડી તરત પોતાને શહેર પધારજો. ઝાઝીવાર રોકાશો તો તેમાં શોભા નથી કેમકે આપણા રચેલા પ્રપંચની કાંઇ ખબર પડશે તો ફજેતી થશે. માટે બધી વાતની હુશીયારી રાખજો. એમ કહી રાજ સેવકોને વિદાય કર્યાં પછી પોતે વીચાર કર્યો કે હવે મારે એક ક્ષણ-વાર રહેવાની જરૂર નથી માટે તૈયારી કરૂં એમ વીચારી મસીદમાંના સરવે ફકીરોને પોતપોતાની લાયકી પ્રમાણે રૂપીયા વહેંચી સરવેને સલામ આલેકુમ કરી ઘોડા ઉપર બેશી પવન વેગે પોતાને સ્થાનકે જઈ માણસને મળી વાતચીત કરી જમીને પાન સોપારી ખાઈ દર-બારમાં જઈ સરવે અમલદારોને પુછી સરવે કામ પોતે સંભાળી લીધું એટલામાં સેવકોએ રાજા રૂપસીંહને વર રાજાનો પોશાક આપી સરવે કહી સંભળાવ્યું એટલે પોશાક પહેરી સરવે જાન તઇયાર કરી ગાજતે વાજતે તે કન્યાને માંડવે જઇને તોરણે ઉભા રહ્યા એટલે સાસુએ શીરસ્તા પ્રમાણે પુંખી લઈને ગોરના કહયા પ્રમાણે લગ્નનું કામ ચલા-વ્યુ ફુલાદેને તેનો મામો માહ્યરામાં તેડી લાવ્યો પછી રાજા રાણીએ

વાધી સહીત કન્યાદાન આપી તરેહવાર વસ્ત્રને અલંકાર આપ્યાં ત્યાં નાના પ્રકારનાં વાજીંત્ર વગડાવી ધોળ ગાઈ મંગળ વરતી લગ્ન સમારંભ પુરો કરી સઉને ગુલાબજળ છાટી ફુલના તોરાને પાનનાં બીડાં આપ્યાં પછી જાનને ઉત્તમ જમણ આપી બીજે દહાડે પહેરામણી રૂડી રીતે કરી જાન જમાડીને કન્યા સુદ્ધા સરવેને ધામધુમથી વીદાય કરી બ્રાહ્મણો વગેરે સરવે જાચકોને દાન આપ્યાં તેથી સરવે મળી વર કન્યાને આશીર્વાદ દીધા પછી સરવે વિદાય થયા તે પોતાના શેહેર નજીક આવી બંદુકના અવાજ કરાવ્યા તે વાતની ઠાકોરને ખબર પડતાં મોટી ધામધુમથી સામૈયું લઇ પોતાના ઘોડાને શણગારી તરેહવાર ચાલથી નચાવતો નચાવતો રાજા રૂપસીંહની સામો આવ્યો દારૂખાનું ફોડાવી મોટી ધામધુમ કરાવી એટલામા ઠાકોરનો ઘોડો ભડકયો તે મસ્તીથી માથા ઉપરનું કસ્બી સેલું નરમ પડ્યું તેથી પોતાના વાળમાંથી સુગંધી મોગરાના તેલની ખુશબો આવી.તેમજ પોશાકમાંથી બસરાઇ ગુલાબનાં અત્તરની ખુશબોનો ભભક નીકળ્યો તે રાણી ફુલાદેના રથમાં આવ્યો તેથી પોતે આશ્ચર્ય પામીને ખાસ કરીને પુછે છે કે હે દાસી આવી કીમતી અતરની સુગંધી એકાએક કયાસુધી આવી તે કહે. તે સાભળી દાસી કહે છે.

**દુહા**:—પડદા છોડી ગયા રાજવીરે, સુનો એવો તે સંદેહ થાયરે એવો ઘોડોને એવો સાહેબો; ગુણીયલ ગજરોમારૂ ચાલ્યા જાયરે; ગુણીયલ૦ ચતુર તોખાર કાંઇ તેમનોરે રૂપે દીસે તે બાળેવેશરે રૂપે૦ રૂડી સુગંધી આવી ત્યાં થકી કાંઈ વીખરાયા શીરના કેશરે; કાંઇ૦

દાસી કહે છે કે હે બાઇ સાહેબ જેણે આપણા મેહેલમાં આવી પડદા છોડાવ્યા તેજ વરરાજા તેજ ઘોડા ઉપર લટકમાં ચાલ્યા આવે છે તેમના કેશનો અંબોડો છુટી ગયો છે તેમાંથી આ સુગંધી

આવે છે, એવી વાત સાંભળી રાણી ફુલાદે કહે છે કે હે દાસી જેણે મારી સમસ્યાનો ઉત્તર આપી પડદા છોડાવ્યા હતા તે જ ગજરામારૂને પરણી છું માટે આ કીયો રાજા દગ બાજી રચી મને અહીંઆ તેડી લાવ્યો છે. તેના નામની તપાસ કરી મને કહે, તે સાંભળી દાસી કહે છે કે હે બાઇ સાહેબ, પડદા છોડાવ્યા તેનું નામ ગજરામારૂજી અને આ નગરનો રાજા હાલ તમને તેડી લાવ્યો છે તેનું નામ એની જાનના માણસો રૂપસીંહ કહે છે. તે સાંભળી ફુલાદે કહે છે કે મારા રથનો પડદો આઘો ખસેડ એટલે હું નજરે જઇને ઓળખું.

દુહો:—ઝટપટ દાસી પડદો ખોલજેરે, મને મારૂ જોયાની ખંતરે, મનેο રૂપસીંહ છે મારો બાંધવો, રૂડો ગજરેમારો કંથરે રૂડોο રૂપસીંહનો ચુડો મેં ભાગીયોરે, ગજરામારૂનો ચુડો હાથરે, ગο રૂપસિંહના શેહેરમા નહીં સંચરૂ, નહી જાવું હું એની સાથરે. નહીં એ પ્રમાણે ફુલાદે કહે છે કે હે દાસી તું ઝટ પડદો ખોલ એટલે હું મારૂજીનું ચંદ્રમા જેવું તેજસ્વી મુખ જોઈ સંતોષ પામુ. મેંતો મારૂજીના નામના ચુડો પહેર્યો છે. રૂપસીંહે દગલબાજી રચી માટે હાલતેની ખબર પડતા તેના નામનો ચુડો મેં ભાગી નાખ્યો છે, એથી તેના નગરમાં મારે પગ મુકવો નથી એમ કહી પડદો ઉંચો કરાવી જોયું તો છેલ છબીલા મારૂજી ઘોડો નચાવતા નચાવતા સામા આવે છે. તેને જોઈ ફુલાંદે અત્યંત મોહ પામીને રૂપસીંહજીયે ઠાકોરને (ગજરામાદુજીને) પોતાના શાહેરની સરવે ખબર પુછી ત્યારે ઠાકોર કહે મહારાજ, ઇશ્વર કૃપાથી સહુ કુશળ આનંદમાં છે. એમ વાતચીત થાય છે. એટલે જાનના માણુસ ગામમા જવા માંડયા પણ ફુલાંદેએ રથ હંકાવ્યો નહીં ત્યારે રૂપસીંહે પુછ્યું કે તમે રથ ઉભો કેમ રાખ્યો છે, ગામમાં ચાલો તે સાંભળી ફુલાદે કહે છે કે હે રાજા હું પતીવ્રત કરૂં છું. તેથી હાલ ગામમાં નહી આવું ચાર વરસે પુરૂં થશે ત્યારે

આશીશ એવી રીતે રાણીનાં વચન સાંભળી રાજાએ ગામની બહાર પોતાના સુંદર બાગના બંગલામાં ઉતારો આપ્યો ને તેની તેહનાતમાં દાસ દાસીયો આપી જે જોઇએ તે સરવ સાહિત્યો મોકલી દીધાં. પછી પોતે જાન સહિત ધામધુમથી પોતાના મેહેલમાં આવી રાજ સંભાળી લીધું. તે પછી કેટલેક દીવસે ફુલાંદેએ ચાકરો સાથે રૂપસીંહને કાવ્યું કે મારે આ વાડીમાં એક અતી સુંદર સરોવર બંધાવવું છે. માટે કડીયા સલાટ મીસ્ત્રી વગેરેને મોકલી દેજો. તે હુકમ સાંભળી સરવે કારીગરોને મોકલી પથ્થરોની બાંધણીથી તલાવ ખોદાવી ચણાવવા માંડ્યું ને કેટલેક દીવસે પુરૂ થયું એટલે સરવે કારીગરોને પોતાની પાસેથી પઇસા ચુકવી આપ્યા પછી વીચાર કર્યો કે મારૂજી ફરવા નીકળશે ને આ રસ્તે આવશે તો ઘોડો પાવાના મસે આ સરોવર ઉપર આવશે તે વેળા એકાન્તે વાત થશે એવો વિચાર કરી વાટ જુએછે, એટલે એક દીવસ ગજરામારૂજી બાહાર હવા ખાવા નીકળ્યા તે ફરતા ફરતા ફુલાદેની વાવ પાસે આવ્યા. એટલે ઘોડાને તરસ લાગી તેથી નીરભયપણાથી વાડીમાં જઇ નવા તળાવમાં પાણી પાવા માંડ્યું, તે ફુલાદેએ બંગલાની બારીમાંથી જોયું એટલે તેને કહે છે.

દુહો:—નથી ખોદારી ચણાવીયાંરે છેલા નથી બંધાવી પાળરે, એમાં ચકલાં ચાંચ બોળે નહીં, માટે ઘોડો પીતો તું ખાળ્યરે; માટે

ફુલાંદે કહે છે હે છેલા રાજા આ સરોવર કાંઇ તમે બંધાવ્યું નથી જે નીરભય થઇ ઘોડાને પાણી પાઓ છો તે ઠીક નહી માટે ઝટ રોકી રાખો. એવા આકાશ બોલ સાંભળી મારૂજીએ તરત લગામ ખેંચી. રાણી પાંણીથી થયાં શું પાતળા, તમે લ્યો પાણી કેરાં દામરે તમે. ગજરામારૂજી કહે છે. હે રાણી જોઓ શ્રીમંત ઉદાર અને ધરમાતમા પુરૂષો કીંવા શ્રીયો છે તે પરોપકારને સારૂ ઘણું ધન ખરચી સદાવ્રત ધર્મશાળા તળાવ વાવ્ય અને કુવા વગેરે

અંધાવે છે તેથી પશુ પક્ષી ને માણસો વગેરે બહુ સુખી થાય છે. એવું જાણી મારા તરશા ઘોડાને પાણી પાવા આવ્યો તે મોહોડું બોળતાંજ બુમ મારી અટકાવ કર્યો તે ઉપરથી સાફ જણાય છે જે તમે પાણીથી પાતળાં થયાં માટે મારે તમારૂં જરાએ સપાડું નહી જોઇએ લ્યો તમારા પાણીના દામ. એમ કહીને પોતાના હાથમાંનું સોનાનુ કડુ કાઢી તેના મહેલમાં ફેંકી રીસ ચઢાવીને ઘોડા ઉપર અસવાર થઇ ચાલવા માંડ્યું તે વેળા ફુલાંદે પસ્તાઇને કહે છે.

દુહા:—ડગલું ભરોતો મારા સમ છેરે; તમને રામચંદ્રની આણરે તમને આંબા કુડી રાજા જલ ભરૂં તેમા ઘોડા પાઉ નીરવાણરે. તેમાં ઘણે દીવસે વીજોગ ભાગીયોરે મુને હરખ વાધ્યો ઘણો એ'ગરે; મુને મ્હેલમાં પોઢાને મારૂ પાતળા તમને પોઢાડું સેજ પલંગરે, તમને

રાણી ફુલાદે કહે છે કે હે રાજા, તમે પરમ વીવેકીને મહાબુદ્ધી-માન થઈ ખાલી મશ્કરીની વાત ઉપરથી આટલી બધી રીસ શું કરવા કરો છો. અરે મહારાજ અમારી એટલી ચુક થઈ તેની ક્ષમા કરો. એમ હાથ જોડીને વળી કહે છે કે હું ઘણા દીવસથી તમને મળવાની વાટ જોયા કરૂં છું એટલામાં આજે પરમેશ્વરે દયા કરી તેથી આપનો મીલાપ થયો. વળી રૂપસીંહનો પરપંચ મારા જાણ્યામાં આવતા મેં પણ ઘટતો ઉપાય કરી કહ્યું કે મેં બાર વરસ સુધી પતીવ્રત લીધું છે તે પુરૂં થયે નગરમાં આવીશ એવું કહ્યું છે તે આપ પ્રાણ પ્રીય પતીને જ માટે ને તમે તો રીસાઇ જાઓ છો તે હું જવા દેનાર નથી. જો આપ મારા મેહેલમાં ન પધારો તો તમને રામ દુવાઈ છે અને મારા સમ છે. એક કહી મારૂજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યો તેથી મારૂજીના મનમાં દયા આવી એટલે રાણી ફુલાદેને કહે છે કે પ્રથમ મારા ઘોડાને શાંત કરૂં તે પછી તમારા મહેલમાં આવું એવું સાંભળતાં રાણીએ તેને ઉત્તમ ઘાસના પુળા નંખાવીને એજ

સરોવર ઉપર ચાકર સાથે મોકલી પાણી પાઇને તોબરામાં ચણા ઘાલી ખવરાવ્યા તે જોઈ મારૂજી મેહેલમાં ગયા ત્યાં રાણીએ બહુ માન દઇ પોતાના સુંદર પલંગપર બેસાડીને પાણી પાઇ પાનના બીડાં આપી નાના પ્રકારના હાસ્ય વીનોદની વાતો કરી પોતાના છેલ સ્વામીને બહુ પ્રસન્ન કર્યા વળી રસોઇયાને આજ્ઞા કરી નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ કરી રૂચી પ્રમાણે જમાડી પાન સોપારીના મસાલાદાર બીડા આપ્યાં તે ખાઇને મારૂજી ખુબ ખુશી થયા પછી સોગટા બાજી માંડી તેમા ખુબ તાલ પડયો. ઘણીવારે બાજી પુરી થઈ ત્યાં મારૂજી ઉઠ્યા તે પછી નીદ્રા આવી એટલે રાણીને કહે છે કે હવે મને રજા આપો તો મારે મુકામે જાઉં રાણી કહે આ પણ તમારૂં જ મુકામ સમજી આજ સુઈ રહો. એવું સાંભળી પોતે ફુલાદેના પલંગપર સુઇ રહ્યા. તે પ્રભાતે ઉઠી દિશા જંગલ જઇ આવી હાથ પગ ધોઇ મુખ મન-રંજન કરી કહ્યું કે હે રાણી હવે મને રાજી થઇ રજા આપો. તો હું મારે મુકામે જઉં ને વેળા થયે રાજદરબારમા જઇશ.

તે સાભળી ફુલાદે કહે છે કે મહારાજ ! જ્યારે તમે પડદા છોડાવી પરણાવીને આવ્યા તે સમયજ તમારી ચંચળાઈ જોઈ મને મોહ લાગ્યો છે. તે દિવસથી આપનો ફરી મેળાપ થવા ચાહતી તે પણ થયો. તેથી વિશેષ માયા બંધાઇ છે માટે હવે તમારા વિયોગથી એક ક્ષણ માત્ર રહેવાશે નહી માટે મારા મહોલમાં આપ રાત્રીએ નિત્ય આવજો. મારૂજી કહે એમ કરીશુ. એવો ભરસો આપી ઘોડેસ્વાર થઇ માલણને ઘેર આવી સરવે હકીકત કહીને પાડોશીનું એક મોટું ઘર વેચાતું લઇ તેનો પાયો ખોદાવી મજબુત સારા કારીગરો પાસે બંધાવા માંડ્યું તેની બલામણ માલણને કરી. વેળા થયે જમીને નોકરી ઉપર ગયા ત્યાં રાજા પ્રધાને અને બીજા સર્વે કારભારીયોએ માન દઇ

બેસાડી નાના પ્રકારની વાતો કરવા માંડી એટલે ઠાકોરને ઝોકાં આ-વવા લાગ્યાં તે જોઇ રાજાનો એક કાણીયો સીપાઈ મહા ચતુર હતો તે કહે છે.

દુહો:—આજની આંખ્યોરે ઠાકોર રાતીયોરે, દીસે ઉજાગરાનું ઘેનરે; દીસે૦ ઠાકોર કોને મ્હોલે રંગ માણીયો, જાણે જાગ્યા છો સારી રેનરે; જાણે૦

એવું સાંભળી માડજી કહે છે.

દુહો:—અમે ગયાતા રાયની વાડીયેરે, ત્યાંતો સાથી મળ્યા દશ વીશરે; ત્યાંતો૦ કેસર કસુંબો ઘોળીયો, તે પીધાની કેફ છે શીશરે; તે પીધાની૦

એવું સાંભળી ફરીને કાણીયો કહે છે.

દુહો:—અમલની કેફ઼ો ઠાકોર ઘેરીયોરે; કાંઈ મારયાં સોરંગીના આણરે; તેણ બજે છે નારી નીરખ્યાનાં, શું સમજાવા ચતુર સુજાણરે;

કાણીઓ સીપાઈ કહે છે કે ઠાકોર અમલની કેફ઼ તો ઘેરી હોય છે, પણ આતો કોઈ પ્યારી સાથે રસ ભરેલી વાતો કરતા ઉજાગરો થયો હોય એવી રાતી જણાય છે એવું સાંભળી ઠાકોરને બહુજ રીસ ચડી તેથી કાણીયાને ધમકાવીને કહે છે અલ્યા બે રકમી કાણા તું તારા મનમાં જાણતો હશે જે હું મારી હુશીયારી જણાવું છું પણ એ હુશીયારી નહી, પાકી મુરખામી કહેવાય; જે સભા વચ્ચે તું રાજાની અને આ વીવેકી પ્રધાનની પણ શરમ નથી રાખતો તો કાલે રાજાને પણ તું ન પુછવાની વાત પુછીશ, એવો ઉત્તર આપ્યો તે રાજાયે સાંભળી વીચાર કર્યો કે ઠાકોરનું કહેવું સત્ય છે એમ ધારી પ્રધાનને કહે છે આ કાણીયાને એક માસ સખ્ત મજુરીની

કેદમાં રાખી છુટયા પછી ચાકરીએથી રજા આપજો. એવું સાંભળી કંચુકીઓ ખુબ પસ્તાઇને રડતો રડતો રાજા પ્રધાન અને ઠાકોરને પગે લાગીને બે હાથ જોડી કહે છે કે મહારાજ આજ મેં માઝમ ખાધી છે તેના કેફમાં કાંઇ બોલાયું હોય તે માફ કરો. હવે કોઇ દીવસ નહી બોલું. એવા દીનવચન સાંભળી ઠાકોરે તથા રાજા પ્રધાને ક્ષમા કરી કેટલીકવારે ઠાકોરની ચાકરીનો વખત પુરો થયો એટલે ઉઠીને પોતાને ઘેર ગયા ત્યાં નવા ઘરનું તથા ભોંયરાનું કામ તાકીદથી રાત દીવસ ચલાવી કેટલેક દહાડે પુરૂં કરાવી રાત્રીયે તે ભોંયરામાંથી ફુલાંદેને મોહોલે જઇ હસ્ય વીનોદમાં રાત્રી ગુજારી સવાર થયે ભોંયરામાં થઇ પોતાને ઘેર આવી વેળા થયે રાજદરબાર જઇ નોકરી બજાવી રાજાના હકમાં ધનનો વધારે ફાયદો કરી બતાવે એથી રાજાને પણ ઠાકોર બહુ પસંદ પડવા લાગ્યો. એમ કરતાં બાર વરસ પુરાં થયાં ત્યારે રાજા રૂપસીંહે વિચાર કર્યો કે રાણી ફુલાંદેના વ્રતની મુદત પુરી થઇ છે માટે આજે રાત્રીએ એને મોહોલે જાઉં તો ઠીક થાય. એમ વીચારી રાત્રી પડી એટલે પોશાકમાં અત્તર છાંટીને બણીઠણીને ફુલાંદેને બંગલે ગયા એટલે દાસીયે જોઇને પોતાની બાઇને ચેતવણી આપી કે રાજા રૂપસીંહજી મોહોલમાં પધારે છે તેની ખબર કહ્યું હું તે સાંભળી ફુલાંદેએ ગજરામારૂજીને ઝટ ભોંયરામા સંતાડયા એટલે રાજા મહેલમા આવ્યા, તેને જોઇ રાણીયે મોહો ઉપરનું માન આપી ખુરશી ઉપર બેસાડ્યા એટલે રાજા કહે છે કે રાણી તમારા વ્રતની મુદત પુરી થઇ છે; તે સાંભળી રાણીએ ઉત્તર આપ્યો નહી; એટલે ચારે તરફ નજર કરી જોયું તો પલંગની પાસે ખીંટી ઉપર ઠાકોરનું કસબી મંડીલ જોઇ વીચાર્યું કે આ મંડીલ અહીં ક્યાંથી આવ્યું એમ ધારી રાણીને પુછે છે.

દુહો:—રાજા કહે રાણી સાંભળોરે, કાંઇ પુછીને પામું પારરે;

કાંઇ. સાચુ બોલો તમે સત્યવંતી, રાણી કેટલા પુરૂપ ઘર નારરે; રાજા રૂપસીંહ કહે છે કે હે રાણી તમે કેટલા પુરૂષની નારી છો ? અને આ કસબી ફક્કડ મંડીલ કોનું છે તે કહો ? તે સાંભળી રાણી કહે

દુહો:—સાચું કહું રાજા સત્યવંતારે, તમે સુણજો સઘળો સાર રે; તમે૦ પતીવ્રતા ધર્મ અમે પાળીયે; કાંઇ ચાર પુરૂષ ઘર નારરે કાંઇ. રાજા કહે છે કે હું ચાર પુરૂષની નારી છું ને પતીવ્રતનો ધર્મ પાળું છું એવું સાંભળી રાજા કહે છે.

દુહો:—પતીવ્રતા નારી એકનીરે ચાર કન્યા તે કહો આપરે; પર પુરૂષને સતી જાણશે. જાણે હોય તે બાપ બાપરે: તે સાંભળી રાણી કહે છે.

દુહો:—જેરે પલંગમા હું પોઢું છુંરે; તેને પાયા છે રૂડા ચારરે; તેના પાયા તેની વચમાં જઇ હું તો સુઇ રહું માટે ચાર કહ્યા ભરથારરે; તે સાંભળી ફરી રાજા કહે છે કે સાચુ કહો. ત્યારે રાણી કહે છે.

દુહો:—સાચું કહ્યું રે રાજા માનજોરે તમે સુણીને પામજો પારરે; તમે૦ જીવતાં લગી એકે ઝંખીયે, અમે તેરે પુરૂષ ઘર નારરે; અમે૦

રાજા રૂપસીંહ કહે છે કે તે એક પુરૂષ કયો છે તે બતાવો; ત્યારે રાણી કહે છે કે આ મંડીલ પેરનારો મારો પતી છે. તે સાંભળીને રાજા કહે છે કે આ મંડીલ કોનું છે? રાણી કહે તમારા નામનું છે. માટે સવારે ઉઠી નીત્ય તેનું દર્શન કરી પતીવ્રતપણું પાળું છું; એજ આધારે મેં બાર વરસ કહાડયાં છે તે વ્રત પુરૂં થવા આવ્યું છે. તે સાંભળી રાજા કહે છે કે આ મંડીલ કોણે બાંધ્યું છે ? રાણી કહે છે મેં મારે હાથે બાંધ્યું છે ત્યારે રાજા કહે છે કે એ વાત સાચી હોય તો ભાગી નાંખીને પાછું છે તેવું બાંધી દેખાડો, રાણી કહે છે કે આ મંડીલ ભાગી નાંખીને તમે બીજા ઓરડામાં જઇને થોડી વાર બેસો એટલે હું તઇયાર કરી તમને

દેખાડીશ તે સાભળી રાજા મંડીલ ભાગીને બીજા ઓરડામાં ગયા એટલે કોઈ ન જાણે તેમ ઓરડો બંધ કરીને ભોયરામાં જઈને મારૂજીને સરવે વરતમાન કહી ઉપર લાવીને જેવું હતું તેવું ફકડ મંડીલ બાંધીને પાછું ખીંટી ઉપર સુહી ભોયરામાં જઇ સંતાઇ રહ્યા એટલે રાણીએ ઓરડાનો દરવાજો ઉઘાડીને અંદર બોલાવી મંડીલ હતું તેવું બાંધેલું દેખાડયું તે જોઇ રાજા આશ્ચર્ય પામીને પોતાના મનમાં વીચાર કરે છે કે આ મંડીલ તો નક્કી ઠાકોરનું છે પણ જ્યાં સુધી મેં મ્હારી નજરે જોયાં નથી ત્યાં સુધી બોલવું તે મીથ્યા છે એવો વિચાર કરી મનમાં અફસોસ કરી પોતાને મ્હોલે ગયો. એટલે મારૂજી પાસે જઇ સરવે વર્તમાન કહ્યા. તે સાભળી મારૂજી કહે છે કે પ્રિયા તમો કશી ચીંતા કરશો નહી હવે વેહેલાજ આપણે અહીંથી રવાને થઇશું એમ કહી પોતાનું મંડીલ માથે મુકી રાણીની આજ્ઞા લઇ ભોયરામાં થઇને પોતાને મુકામે ગયાં ત્યા સર્વ સમાચાર કહીને નાહી ભોજન કરી વેળા થયે દરબારમા ગયા ત્યા રૂપસીંહે ઠાકોરને માથે મંડીલ જોઇ વિચાર કર્યો કે મેહેલમાં મેં જે મંડીલ જોયું હતું તેજ મંડીલ ઠાકોરને માથે છે માટે એ ઘણા પ્રંપચી માણસ છે, તેથી હવે પછી જો એને ચાકરીયે રાખું તો એ મ્હારી ઘણી વાતે ખરાબી કરે. માટે એને રજા આપું તો ઠીક થાય એવો વિચાર કરી કહે છે કે હે ઠાકોર, મારો ને તમારે ભેળા રહેવાનો જે સંબંધ હતો તે પુરો થયો માટે તમારે જે પગાર નીકળતો હોય તે ચુકવી લ્યો આજથી તમારે ગમે ત્યાં જાઓ એવું સાંભળી ઠાકોર કહે છે કે તે વાતનો મને દુઃખ શોક નથી. એમ કહી પોતાનો પગાર ચુકાવી લઇને પોતાને મુકામ આવી મારૂણને સરવે સમાચાર માંડીને કહ્યા કે, આઇ હવે મારે પોતાને વતન જવાને નક્કી વીચાર છે માટે તમોને

પંદર લાખ રૂપીઆ ઇનામ આપું છું કે જે તમે મારી ઉપ
ખરા દીલની મમતા રાખી બહુ બરદાસ્ત કરી છે એમ કહીને તે
શેહેરના તથા આસપાસના ભીખારીયોને બોલાવીને તેઓને ઘટારત
પ્રમાણે ધન આપી દારીદ્રમાંથી દુર કર્યા તે પછી તે શેહેરના કસબી
કડીય. સુતાર સલાટ લુવાર અને બીજા મજુરોની સાથે બંદોબસ્ત
કર્યો સરવે તીરથોને રસ્તે ધર્મશાળા વાવ્ય તળાવ કુવા વગેરે
બંધાવાનાં કામો ચાલુ કરી તેનું ધન આપવાની માલણને તથા તે
સેહેરના ધરમાતમા પુરૂષોને કરી સર્વને કહ્યું કે એ કામ પુરા થયેથી
તે જગાયે ગરીબ લોકોને સદાવ્રતના સીધાં આપવા તે વાતમાં રાજા
રૂપસીંહ કંઇ હરકત કરે તો મારી ઉપર માંડવગઢ ખાતે પત્ર લખી
જાહેર કરજો હું સત્ય કહું છું જે હું જસાજામનો પુત્ર છું
મારૂં નામ ગજરેમારૂ છે, એ શબ્દો લોકોને કાને પડતા રૂપસીંહને
ખબર થઈ જે આતો ગજરેમારૂ મહા બળવાનને પરાક્રમી છે તેથી
એ ફુલાંદેને જરૂર લઇ જશે, માટે એ પાપીને અહીંયાથી પાચ
ગાઉ દુર જઇ આવું તો ઠીક થાય નીકર કંઇ તરકટ ઉઠાવશે
તો હેરાન કરશે એવો નીશ્ચય કરી ઠાકોરને કહે તમે તૈયાર થાઓ
તો હું તમને વળાવવા આવું, તે સાંભળી ઠાકોરે ઉત્તર આપ્યો કે હું
તઇયાર છું એમ કહીને શેહેરના તમામ યાચકોને બોલાવી ઘટારત
પ્રમાણે દાન આપી બહુ પ્રસન્ન કર્યા પછી સરવેને સાથે ઝટ
પોતાના ઘોડા ઉપર બેસી તઇયાર થયા એટલે રૂપસીંહજી કેટલાક
લશ્કરના અમલદારોને લઈ સાથે વળાવવા ગયા તે પાંચ ગાઉ પોન
હોંચ્યા એટલે મારૂજી કહે છે કે રૂપસીંહજી તમારી માયા જોઇ હું
પ્રસન્ન છું. પણ હવે તમે પાછા વળો તો બહુ સારૂ એમ કહી
પાછા વળ્યા ને એક કોશ દુર ગયા એટલે મારૂજીયે બીજે રસ્તે પવન
વેગે ઘોડો દોડાવી થોડીવારમાં પાછા માંડવગઢ ફુલાંદેને બંગલે કોઈ ન.

જાણે તેમ આવી પહોંચ્યા પછી બનેલી વાત બધી કહી સંભળાવી હાસ્ય વીનોદની વાતોમા લીન થઇ ગયા. હવે રૂપસીંહજી તેને વળાવીને પોતાના મ્હેલે આવી થાકયા પાકયા સુઇ રહયા પણ તેને તરેહવારે સ્વમાં આવવા લાગ્યાં; એમ કરતાં પાછલી રાતના કુકડા બોલ્યા એટલે રાજા ઝબકીને જાગ્યા પછી પોતાની મામી સુતેલી હતી તેને જગાડીને કહે છે.

દુહાઃ—રાજા કહે રે મામી સાંભળો રે મુજને સ્વમાં તરેહવાર થાયરે; મુજને૦ પેહેલા પોહોરે સ્વપ્નું આવીયું, કાંઇ મ્હોલે ચઢંતો રાયરે; કાંઇ૦ બીજે પોહોરે સ્વપ્નું આવીયું રે; કાંઇ સોગઠા માડયા સોળરે; કાંઇ૦ જાણે બેડાં ચાવે પાન રે, તેથી અધર દીસે રાતા-ચોળ રે; તેથી૦ ત્રીજે પોહોરે સ્વપ્નું આવીયું રે, મામી સાચો માનો સહચાર રે; મામી૦ ભમર પલંગપર પોઢતાં કાંઇ ટુટયો તે નવસર હાર રે; કાંઇ૦ ચોથે પોહોરે સ્વપ્નું આવીયુંરે, જાણે ગજરામારૂ અ-સ્વાર રે; જાણે૦ ચતુર રેવંતે પલાણીયો લઇ ચાલ્યા ફુલાદે નારરે; લઇ૦ એવાં વચન સાંભળી રૂપસીંહજીને તેની મામી કહે છે કે હે ભાણેજ હું કહું તે સાંભળ.

દુહોઃ—સ્વમામાં પડેરે સુકે લાકડેરે, વળી જાને સમુદ્ર બેટ રે; વળી સ્વમા સાચાં નોયે રાજવી; કાંઇ સ્વપ્ને વંધ્યા પેટરે; કાંઇ૦ સ્વપ્ને નીરધનને ધન મળેરે, વળી વંધ્યા તે પ્રસવે પુત્રરે; વળી૦ સ્વપ્ને મુરખ બહુ વીદ્યા ભણે, કાંઇ સારૂં પામે ઘર સુત્રરે; કાંઇ સ્વપ્ને ભુખ્યો ભોજન જમેરે, વળી તણાય તેની ઠુખરે, જાગીને જુવે સવારમાં તોએ પેટમાં ભુખની ભુખરે; તોએ૦

રાજા રૂપસીંહને તેની મામી કહે છે કે હે ભાણેજ ! ઉપર કહયા પ્રમાણે સ્વમાની વાતો સાચી પડતી નથી, તોય તું તે વીષે આટલો બધો અફસોસ કરે છે. હે ભાઇ, તું નીશ્ચંતાઇથી સુઇ રહે,

એમ કરતાં કરતાં નીંદ્રા આવી એટલે તે સુઈ રહી. પછી રૂપસીંહને કંઇ ચેન ન પડવાથી પોતે એકલો ઉઠીને ફુલાંદને બંગલે જઇને ભીંત ઉપર ચડવા માંડયું એટલે રાણીએ તરત જોયું તેવીજ બોલી.

દુહો :–પાછલી રાતે મ્હોલ કોણ ચઢશેરે, જાણે મોહોલે ચઢતો ચોરરે; જાણે૦ રૂપસીંહ રાજા જો જાણશે તો તો નહી રહે જીવ્યાનો ઠોરરે: તો તો૦

એવી રીતે ફુલાંદેના વચન સાંભળી રૂપસીંહજી વીચાર કરે છે કે હજી ફુલાંદે મારી મરજાદ ગણે છે માટે તેની પાસે જઇ વાતચીત કરૂં એમ વીચારી મોહોલમા તેની પાસે ગયો તેને જોઇ ફુલાંદેએ વીચાર કર્યો કે જો મારૂની સાથે તકરાર કરશે તો એ જણા મારામાર આવસે માટે એને જુદા પાડુ એવું વીચારી રૂપસીંહજી કહે છે કે મહારાજ આવો આપણે બીજા એકાંત ઓરડામાં જઇએ એમ કહી તેને બીજા ઓરડામાં લઇ જઇને એક ખુરશી ઉપર બેસારીને તેને કહે છે.

દુહો :—બેનને મોહોલે શીદ આવીયારે, તમે જાઓને માડી જાયા વીરરે; તમે૦ મેંતો રૂપસીંહનો ચુડો ભાગીયો, ગજરામારૂના ઓઢયાં ચીરરે.

ફુલાંદે કહે છે કે હે પ્રપંચી તમે તમારા મનમા કાંઇ પાકો વીચાર ન કરતાં મારી સાથ દગાબાજી રચી એ ઘણું ખરાબ કામ કર્યું છે, તમારો એક તલ જેટલો કશી વાતનો મારી ઉપર અખ્તીયાર નહી છતાં ધણીપણાનો હુકમ બજાવવા આવો છો તે તમને કંઈ વીચાર કે શરમ આવતી નથી. હે વીર, મારી ખરી વાત સાંભળો. પ્રથમ માંડવગઢના રાજા જસાજામના પુત્ર

ગજરામારૂજીની બહુ તારીફ સાંભળી મારાં મા બાપે મારૂજી સાથે સગાઈ કરવાના બંદોબસ્ત સારૂ એક બ્રાહ્મણને મોકલ્યો હતો, પણ તે વેળા મારૂજી વનવાસ નીકળ્યા હતા તેથી તેની માએ ઉત્તર આપ્યો હતો કે મારૂજી મુદ્દત થયે પાછા આવશે ત્યારે કબુલ કરશું એવો ખુલાસો થયો હતો. તે પછી એ લોભીયા બ્રાહ્મણે તમને સમજાવી પોતાની મતલબ સાધી તમને ખોટા મારૂજી ઠરાવી અમારી પાસે આવી કહ્યું કે ગજરામારૂજી સાથે સગાઇ કરી આવ્યો છું તે સાંભળી હું બહુ રાજી થઇ હતી, પછી તમે જાન લઈ આવ્યા તે વેળા મારા પતી ગજરામારૂની હુંશીયારી જોવા સારૂ મેં આઠ પડદા જુદા જુદા રંગના બાંધીને જુદી જુદી સમશાઓ કહી હતી. તે વેળાએ ગજરામારૂએ ઉત્તર આપ્યા હતા માટે તેનેજ પરણી છું, ને પછી તમે દગલબાજીથી મને ઇહાં લાવ્યા તે વળા આજ ઠેકાણે મારૂજી સામૈયુ લઇ આવ્યા હતા તેને જોઇ તમારી દગલબાજી સમજી ગઇતી માટેજ ખરૂ પતીવ્રત પણ પાળવા આ ઠેકાણે બંગલો બાંધી રહીશું માટે તમે મારા માડી જાયા વીર જેવા છો તેથી પોતાની આબરૂ સહીત ઘેર પધારો. હું જેની સાથે પરણી છુ તેને ઘેર જઇશ, એવી રીતે ફુલાંદેનો ઉત્તર સાંભળી રૂપસીંહે વીચાર કર્યો કે હાલ એ મારૂ બીજા ઓરડામાં છે મેં નજરે જોયો છે પણ ઇહાં હું એકલો છું તેથી એની જો સામો થાઉ તો મારો ઘાટ ઘડી નાખે કેમકે મહા જોરાવર રાક્ષસને એક તરવારને ઝટકે મારી નાખ્યો હતો માટે હાલતો પાછો મોહોલે જાઉ સવાર પડે શુરા અમલદારોને સાથે લઈ આજ ઠેકાણે ઝાડ સાથે બાંધી એક તીરેથી એ રાંડને મારી નાખું એવો વીચાર કરી તે રીસ્‍ા પડીને પોતાને મ્હોલે આવીને પોતાની મામીને સરવે સમાચાર કહ્યા તે સાંભળી મામી તેને કહે છે.

દુહો:—મેળીયું મુકીને ઓઢ ચુંદડીરે, કાઇ લજવ્યું છે કુળ

કપુતરે, કાંઇ ભાલો ભાગીને ઘડાવ્ય રે'ડીયો, તું તો કાંત ઝીણેરાં સુતરે તું તો તેના વણાવ્ય જઇને પામરીરે, તે તો દે જ્યમ મારૂને નટરેઃ તે તો૦ પશુ પંખીને બહુ પાળી છે. તેમ તારૂ તે ભરશે પેટરે. તેમ૦

અરથ—રૂપસીંહને એની મામી કહે છે કે હે બાયલા તેં ક્ષત્રીનું પાણી લજાવ્યું. માટે સમશેર ને ભાલો એ તને શોભતાં નથા માટે મરદનો પોશાક ઉતારી સ્ત્રીનો વેશ ધારણ કરી રે'ડીયો કાંત્ય. અરે મુરખ આ પ્રમાણે કોઇ શતરૂ તારૂ રાજ લેવા આવે તો તું શા રીતે લડાઇ કરી શકે. અરે બાયલા તું ફુલાદેને લીધા વીના કેમ આવ્યો તે કાંઇ પાણી દેખાડ્યું નહીં હવે ચોફાળ ઓઢી મુક ધીક્કાર છે તારા અવતારમા એવી અપમાન ભરેલી બોલી સાંભળી રાજા પોતાની મામીને કહે છે હે મામી આવા છેક હલકા શબ્દો કેમ બોલો છો ? સવારે કેવું યુધ્ધ કરી એ ફુલાદેને કેવી તીરથી વીંધાની નંખાવું છું એમ કહી પોતાના મામીને સમજાવે છે. હવે રૂપસીંહ ફુલાદેને મોહોલે ગયો છે પછી ફુલાદે મારૂજીના પાસે આવીને કહે છે. પ્રીય પતી રૂપસીંહની સાથે પરસ્પર જે વાતો થઇ તે તમને કહું તે સાંભળો તે સાંભળી મારૂજી કહે છે કે હે પ્રીયા તમારૂં પરસ્પર ભાષણ થતું હતું તે મેં સાંભળ્યું છે માટે વીગત સહીત કહેવાની કાંઇ જરૂર નથી અહો પ્રીયા રૂપસીંહ પોતાનું લશ્કર લઇ મારા સામા લડવા આવશે તો તેને હું અનીરૂધજીની પેઠે એકલો પુરો પડીશ તે વિશેની જરાએ ચીંતા કરશો નહી તમને હું ચોરની પેઠ નહી લઇ જાઉં અને દરબાર વચ્ચે દેખાડી કહીને લઇ જઇશ માટે તમે પોતાના સોળે શણગાર સજી દાસી સુધ્ધાં તઇયાર થઇ જુદા જુદા ઘોડા ઉપર બેસી મારી સાથે ચાલો તે સાંભળી રાણી ફુલાદે શોળે શણગાર સજી દાસી સુધ્ધાં તઇયાર થઇ એટલે મા૦જી. પણ પોતાના સરવે પોશાક પેહેરી ઢાલ તરવાર

અંધુક અને ભાલા વગેરે સરવે હથીયાર બાંધી રાણી અને દાસી સુધ્ધાં દરબારમાં આવ્યો તેને જોઇ રાજા પ્રધાન અને સભામાં બેસનારા સરવે લોકો આશ્રય પામી દીગમુંઢ બની ગયા તે વેળા મારૂજી કહે છે, હે રૂપસીંહજી તમો તથા પ્રધાનજી સરવે સભાસદોને જાહેર ખબર આપું છું કે આ ફુલાદે રાણીએ પરણુતી વખતે આઠ પડદા બાંધી આઠ જુદી જુદી સમશાઓ પુછી હતી તેના ઉત્તરો તમે આપ્યા નથી, મેં ઉત્તરો આપી પડદા છોડાવ્યા હતા માટે પ્રથમથી તે મારાજ નામને પરણી છે, માટે તે મારી રાણી છે તેથા સરવે સભાની સાક્ષીયે હું તેને પોતાને દેશ લઇ જાઉં છું તેમા તમારો કાંઈ અખ્તીયાર નથી. માટે જે મહેનત કરશો તે સદા રદ જશે માટે તમને જાહેર કરૂં છું. કદાપી તમારે એ સમજથી લડાઇ કરી સામું થવું હોય તો હું તઇયાર છુ એમ કહી રાણી ફુલાંદેને દાસા સુધ્ધાં આગળ કરી પોતે પાછળ રહીને ઘોડાઓને પવનવેગે ચલાવા પોતાના વતન ભણી જવા નીકળ્યા, તેની પછવાડે રૂપસીંહજી પોતાના શુરવીર લસ્કરી સીપાઈ તથા અમલદારોને લઇ ત્રણ કોષ સુધી પાછળ ઉતાવળ કરી ગયા તોપે મારૂજીનો ફરી મીલાપ થયો નહીં ત્યારે છેક નીરાશ થઇ પોતાના લસ્કર સુધ્ધા પાછા વળી રૂપસીંહજી શીકે મોહોડે પોતાના રાજ મહેલમાં આવી મહા ઉદાસ થઈ લાંબો વીચાર કરી પોતાના મનને સમજાવ્યું કે હું પ્રથમથીજ દગલબાજીનો પાયો રચી ફુલાંદેને લાવ્યો હતો તે કેમ નભે? એ વીપે ગજરામારૂનું ને ફુલાંદેનું કહેવું વાજબી હતું તેથી જેનો માલ તેને સ્વાધીન થયો એમ વીચારી અફસોસ મુકી દીધો. હવે ગજરામારૂજી પોતાની રાણી ફુલાદેને નગર આવ્યા તેની રાજા રાણીને ખબર પડતાં સામઇયું લઈ મોટું માન આપી પોતાના રાજ મહેલમાં ઉતારી નાના પ્રકારની ઉત્તમ રસોઈ તઇયાર કરાવી પુત્રી જમાઇને ભોજન

કરાવી તે બાદ સુવાસીક પાનનાં બીડા આપ્યાં પછી રાજા રાણીએ પોતાના પુત્રી જમાઇના કુશળ વર્તમાન પુછી કેટલીકવાર ઘણા વરસની જાણવા જોગ બાબતો પુછી તેના ખુલાસાબંધ ઉતરો મળતાં રાજા અને રાણી બહુ પ્રસન્ન થયાં. પછી રાત્રીયે વાળુ કરી થોડીવાર બાગની હવા લઇ બંગલામાં સુઇ રહયા તે બીજે દીવસે સુર્યોદય થતા વહેલાં ઉઠી દાતણ કરીને રાણી ફુલાદેને કહે છે, અહો પ્રીયા હવે તું પોતાનાં વહાલા મા બાપની પાસે રહે હું રજા લઇ જાઉં. એવું ને સાંભળી ફુલાદે કહે છે અહો પ્રાણનાથ, મને મુકી આપ કેમ પધારો છો? હવે પછી આપના વીયોગથી મારાથી એક ક્ષણ વાર રહી શકાશે નહીં. માટે જયાં પધારો ત્યાં સાથે તેડી જાઓ તે સાંભળી મારૂજી કહે છે હે પ્રીયા હું તને મુકીને જનાર નથી પણ હજુ મને બીજી બે રાણીઓ મળનાર છે માટે તેની તજવીજ કરી ને એઉને લઇ પાછો તારી પાસે આવીશ ને પછી આપણે સરવે મળીને માંડવગઢ જશુ માટે મને જવાદે. તે સાંભળી ફુલાંદે કહે છે કે મહારાજ ભોજન તૈયાર થવા આવ્યું છે તેથી જમીને પધારો એમ કહી સેવકોને બોલાવી સુગંધી તેલ શરીરે મર્દન કરાવી ગરમ પાણીયે નવરાવી પીતાંબર પેહેરાવી અતી ઉત્તમ સ્વાદીષ્ટ રસોઇ જમાડી સંતુષ્ટ કરી પાન સોપારીનાં બીડાં આપી સરવે બીના પોતાનાં માબાપને કહી રજા અપાવી એટલે મારૂજી કહે છે મારી વહાલી સ્ત્રી તું કશી વાતે દીલગીર થઇશ નહી હું એક વચની છું માટે કામ ફતે કરી વહેલો આવીશ. એવું સાંભળી ફુલાંદે આશાશ દઇ કહે છે કે અહો પ્રાણનાથ જયાં જાઓ ત્યા સર્વ ઠેકાણે પરમદયાળુ પરમેશ્વર અહોનીશ તમને કુશળ આનંદમાં રાખી રક્ષણ કરો. એવા શબ્દ સાંભળી મારૂ ઘોડેસ્વાર થઇ સારા શુકન લઇ પંથે પડયા તે કેટલેક દીવસે હડર ગઢના મુલકમાં આવી પહોંચી આનંદ નગર

નજીક આવીને જોયું તો શેહેરની બહારની એક અતી સુંદર વાડીજોઇ વીચાર કર્યો કે આ વાડીમાં જઇ વીશ્રાંતી લેઉં એવો નીશ્ચય કરી વાડીમાં જઇ જુવે છે તો એક અતી સુંદરમહાદેવનું દેહેરૂં બાંધેલું હતું તેના પાસે એક ઉત્તમ બાંધણીની મીઠા પાણીની વાવ્ય હતી તે જોઇ વીચાર કર્યો કે સવારનો પહોર છે માટે આ વાવ્યમાં સ્નાન કરીને મહાદેવનાં દર્શન કરી જરા વીસામો લઇ પછી શહેર જોવા જાઉં એવો વીચાર કરી વસ્ત્ર ઉતારી પંચીયું પેહેરી સુંદર જળમાં સ્નાન કરી દીલ કોરૂં કરી પોતાનાં વસ્ત્ર પેહેરી મહાદેવના દેવળમાં ગયો ત્યાં તે નગરના રાજાની પુત્રી દેવળદે પોતાની દાસીયો સાથે લઇ નવા પ્રકારનો પુજાપો જાત સુનવાસીક પુષ્પો તથા બીલી પત્ર ધુપ વગેરે સોનાના થાળમાં ભરી શાસ્ત્ર વીધી પ્રેમાણે એક ચીત્ત પુજા કરી કપુરની આરતી પુષ્પાજળી માણી પુષ્પ બીલી ચડાવીને બે હાથ જોડી શીવજીની પ્રાર્થના કરી કહે છે હે ભોળા સભો આજે છ માસ થયા તમારૂં હું એટલા માટે પુજન કરૂં છું કે માંડવગઢના રાજા જસાજા-મની અણુમાનીતી રાણી દામાવંતીનો પુત્ર ગજરેમારૂજી રૂપગુણથી ભરપુર શુરવીર વીચારવંત મહા પરાક્રમી છે તેની કીર્તી ચોતરફ ઘણા જનને મોહોડે સાંભળતાં મારે તેની સાથે વરવાની સંપુર્ણ મરજી છે તેથી આજ પ્રસન્ન થઇ વર્દાન આપો જે એજ વર્દાન મળે એવી રીતે પ્રાર્થનાં કરો. તે પછવાડે ગજરામારૂજી એ સાંભળી બહુ પ્રસન્ન થયા એટલે સુઘડદેએ પાછું ફરીને જોયું તો મહા તેજસ્વી રાજકુંવર જોઇ અત્યંત મોહ પામીને તેને પુછે છે.

**દુહા**:—કીયારે મુલકથી આવ્યા સાહબારે, તમે કીયારે મુલકમા જાઓરે; તમે૦ કઇ જનેતા પેટે જનમીયા, તમે કઇરે ગોરીના છો નાવરે; તમે૦ સાચું કહેજો રાજા સત્યવંતારે, કહો કીયું તમારૂં ગામ

રે; કહો૦ કુંવર છો કોણુ રાજા તણા વળી શું છે તમારૂં નામરે; વળી૦

**અર્થ**—રાજપુત્રી દેવળદે પુછે છે કે હે મહારાજ તમારૂં અને તમારા પીતાનું નામ તથા ગામ કૃપા કરી કહો તો બહુ સારૂં તે સાંભળી મારૂજી કહે છે કે સાંભળો.

**દુહો**:—ઉત્તર ખંડથી આવીયારે, પશ્ચિમ દેશ જવાનો ભાવરે; પશ્ચીમ૦ આભા મંડળના અમે રાજવી રાણી મંછા ગોરીના નાવરે; રાણી૦ હું તો કુંવર જસા જામનોરે; કાઇ માંડવગઢ મારૂ ગામરે કાંઇ૦ હું છું દામાવંતીનો દીકરો, ગજરામારૂજી મહારૂં નામરે; ગજરા૦

**અર્થ**—મારૂજી કહે છે હે રાજપુત્રી હું ઉત્તર દીશાએથી આવ્યો છું અને પશ્ચીમમા જવાની મરજી છે. હું માંડવગઢના રાજા જસાજામની અણમાનીતી રાણી દામાવંતીનો પુત્ર છું અને ગજરામારૂજી મારૂં નામ છે. મંછા ગોરીનો નાવ એટલે જે મારા સદગુણ જોઇને મારી ઉપર મોહીત થઇ મને વરીને મારા કહ્યા પ્રમાણે ચાલે તેનો હું સ્વામી થાઉં છું એ સઘળું સત્ય માનજો. એવી વાત સાંભળતાં સુઘડદે અત્યંત રાજી થઇ પોતાના મનમાં વીચાર કરી મહાદેવને કહે છે અહો પરમદયાળુ શીવ જે કોઇ સ્ત્રી પુરૂષે તમારા નામનું તપ ધ્યાન ને વ્રત કર્યું હશે તેને તમે મન વાંચ્છના પુરી કરી આપી સંતુષ્ટ કર્યા છે તેમ મેં પણ છ માસ સુધી ખરા ભાવથી તમારી પૂજા કરી હતી તે આજે છ માસ પુરા થતાં મારી ઇચ્છા પરીપૂર્ણ કરી તેથી હું તમને તથા ગોરમાને (પાર્વતી) ગણપતી અસ્વ અને નંદકેશ્વરને વારંવાર નમસ્કાર કરૂં છું. એ રીતે પ્રણામ કરી મારૂજીને કહે છે કે અહો પરમ પ્રીય સ્વામી તમારા રૂપ ગુણનું વર્ણન સાંભળી હું મોહીત થઇ મળવાને આતુર હતી. તે આજે સદાશીવે પ્રસન્ન થઇ મીલાપ કરાવ્યો, તેથી બહુ આનંદ થયો છે

માટે રાજમહેલમાં મારો એકાંત વાસ છે. ત્યા જરૂર પધારજો તે સાંભળી મારૂજી કહે છે કે તમારો ભાવ છે તો આવીશું. એવો ઉત્તર મળતાં પોતાને સ્થાનકે જઇને પોતાની દાસીને કહે છે કે દાસી તું આપણા પ્રધાનજીને ત્યાં જઇ તેની પુત્રી દેવળદેને કહે કે તારી પ્રીય સખી સુઘડદે તને બોલાવે છે, તે સાંભળી તેણે સોળે શણગાર સજી સુંદર સાડી તથા તારા ટપકીની કાંચળી પહેરી પોતાની પ્રાણ સમાન સખી સુઘડદેને મોહોલે આવી એટલે તેને સુઘડદેએ સરવે સમાચાર વીગત સહીત કહ્યા તે સાંભળી બેઉ સખીઓ બહુ પ્રસન્ન થઇને પોતાના ( સુઘડદેનો મોહોલ શણગારવા માંડ્યો.

દુહો:—રંગ મોહોલનો સુંદર ઓરડોરે, તે તો શણગાર્યો ઝાકઝમાળરે; તેતો૦ ચંદરવો બાંધ્યો કીનખાબનો ફરતી બાંધી સોનેરી ઝાલરે, ફરતી૦ કાચા બાંધ્યા નાના વીધ તણારે જેમાં સુંદર સુખ દેખાયરે; જેમાં કેટલા એકમાં છબીઓ તરેહવારની પુરણ તેજ જેમા પરખાયરે. પુરણ૦ ખુરશીયો મુકી શીશમ તણીરે ઘણી શોભે છે ઝગઝગાટરે, ઘણી૦ તેની જોડે શોભે નકશી જડ્યું કાંઇ કાચ તણુ કપાટરે; કાંઇ૦ બીલોરી કાચની શીશીયોરે, માંહી ભરીયેલ જળ ગુલાબરે. માંહી૦ લવીંગ સોપારીને એલચી, બીડાં ભર્યાં છે સુંદર છાબરે; બીડાં૦ મેવાનાં ફલ માંહી મુકીયાંરે; જેવી રાજવાળાની રીતરે; જેવી૦ રસોઇ બનાવી છે બત્રીશી: કાંઇ અદકી આપીને પ્રીતરે; કાંઇ૦ દુધ સાકર ઉકાળીયાંરે, નાખ્યા તેજાના તઇયારરે, નાંખ્યા૦ નર પીતાં રાજી થાએ ઘણું પછી સજ્યા તે સોળ શણગારરે, પછી એ પ્રમાણે સુઘડદેએ પોતાના રંગ મહેલને નાના પ્રકારની રચનાથી ઇંદ્રપુરીની માફક સણગારીને મારૂજી સારૂ તરેહવારની સ્વાદીષ્ટ રસોઇ તઇયાર રાખીને પોતે પણ સોળે સણગાર સજીને તઇયાર થઇ.

દુહો:—જરકશી કોરનો સાળુડોરે. તેમાં કસબી રંગરે; તેમાં૦

તેતો ઓઢયો છે અલબેલીએ, તેમાં શોભે છે ગોખરૂ સંગરે, તેમાં૦ શેપનાગ ચોટલોરે ફેણ જાણે મણીશીશ ફુલરે; ફેણ૦ સેંથેહીંગલોક પુર્યો શોભીતો, રૂડી દામણી દીપે અમુલ્યરે; રૂડી હંમેશનો હારહીરે જડ્યોરે, તેના તેજ તણો નહીં પારરે; તેના૦ અતી ઉત્તમ હાર મોતી તણા, સહુ શોભિતા શણગારરે સહુ૦ ચતુરાએ ચોહોડયો છે ચાંદલોરે. તેથી શોભી રહ્યું છે ભાલરે. તેથી શુક ગાચ સરીખી નાસીકા હસ્તાં ખંજન પડે બેઉ ગાલરે હસ્તાં ભ્રકુટી કમાન સરીખડીરે, મગાનયણીના ચપળ છે નેણરે, મુખ તેમાં શરદના ચંદ્રસુરે૦ મુખે બોલે મધુરાં વેણરે; મુખે૦ વાળી હારજડી નાકમાં તેમાં મોતીછે મોટા મુલરે, તેમાં૦ તે તો શોભે અધરપર લટકતી, જેનું તેજ દીસે અમુ· લ્યરે: જેનું હાસ્ય કરે મંદ અધરથીરે. તે મડાગઢ બીજશાહંતરે તેમાં૦ તમામ સુવરણ રેખા શોભતીરે; એવી ફુલાંદે મહા રૂપવંતરે: એવી૦ ફુલ પાંદડીઓના લુમખારે, તેમાં લીલાં પીળાં જડયાં નંગરે: તેમા તેતો પેર્યો ગોરાંદેએ કાનમાં, જેની કાયા ગુલાબી રંગરે. જેની લાંબો ચતુરાનો ચોટલોરે, તેમાં તેલ ચંપેલનો વાસ, ઉચ્યું અત્તર મેહેરે ગુલાબનુ, જોતાં મનડાની પોહોચે આશરે. જોતા સુખડું શરદના ચંદ્રમુરે અતી અમૃત ભરીયા નેણરે, અતી. ગોરી ગાયન કરે મધુરે સ્વરે જેના મીઠા લાગે બહુ વેણરે. જેમ દાસી લાવી આગળ ધરેરે: બાઈ લ્યોને બીડાં તંબોલરે; બાઇ એમાં લવીંગ સોપારીને એલચી: બાઇને પાન કરો કલોલરે બાઇને જરકશી લીલી કંચુકીરે તેતો કશીને પહેરી છે અંગરે, તેથી કાંકણુ સહીત કર ચુડલોને જડયો હેમથી ઝાકઝમાળરે; જડ્યા દશ આંગળીયે વેઢ વીંટીગોરે ગોરી ચાલે ધીમી ધીમી ચાલરે. ગોરી. સીંહ સમાની કટીલંક છેરે. પાએનેપુર ઝણકાર; પાએ સાંકળા કલ્લાં સુવર્ણનાં તેની શોભાને નહીં પાર. તેની, અનુપમ આંજી આંખડીરે લીલું બહુ કીધું છે ગાલરે; લીલું છુંદ્યું છે

ઘુદણું એવો બન્યો છે ઉત્તમ તાલરે એવો. જાણે ઇંદ્ર કેરી અપસરારે આવી અંત્રીક્ષથી અલબેલરે આવી કહે તેની શોભા શી કહું. જોને પરણશે મારૂ છેલરે. જોને.

અર્થ:—એવી રીતે સુઘડદેએ ભારે કીંમતના સોલે શણગાર સજીને તરેહવાર રંગના અતી ઉત્તમ પોશાક પહેરી એવી શોભાયમાન બની કે જાણે ઇંદ્રના ઘરની અપશરા અંત્રીક્ષથી ઉતરી હોય એવી શોભાયમાન દેખાવા માડી પછી પોતાની પ્રીય સખી દેવળદેને કહે છે કે બેન તું પણ તારે ઘેરથી સોળે શણગાર સજી મારી પાસે વહેલી આવ એટલે આપણે મારૂજીની વાટ જોઇ તઇયાર રહીએ એવું સાંભળી દેવળદે પોતાને ઘેર જઇને સોળે સણગાર સજી તરેહવાર ભારે કીંમતના પોશાક પહેરી તરત સુઘડદેને મોહોલે આવી એટલે દાસીને આગ્ના કરી કે આગલી બારી આગળ બે જડીત્ર ખુરશી નાખ એવો હુકમ થતાં દાશીએ ખુરશી બારી આગળ મુકી એટલે સુઘડ-દેએ પોતાના કાચના કબાટમાંથી અતી ઉત્તમ બસરાઇ ગુલાબના અત્તરની શીશી કહાડી તેમાંથી અત્તર લઇને પોતાના પોશાક ઉપર તથા દેવળદેના પોશાક ઉપર છાંટીને શીશી પાછી મુકી તે બેઉ સ-ખીયો બારી આગળ આવીને ખુરશી ઉપર બેસી ગજગમારૂજીની તારીફ કરી વાત કરે છે એટલે મારૂજી પણ પોતાનો ભરજરીનો પોશાક પહેરી તે ઉપર ગુલાબ મોગરો ચંબેલી જાઇ જુઇ અને કેવડા વગેરે ભારે કીંમતનાં અત્તરો પોશાક પર જુદે જુદે ઠેકાણે છાંટી ઘોડાને તરેહવાર ચાલથી નચાવતા સુઘડદેના મોહોલ નજીક આવ્યા એટલે બેઉ સખીયો નીચે ઉતરીને તેમને મોહોટું માન આપી ઉપર તેડી લાવીને એક ભારે કીમતી જડીત્ર કોચ ઉપર બે-સાડીને તેમને સોપારીનું મસાલાદાર બીડું આપી નાના પ્રકારના વીનોદની વાતો કરીને રસોયા પાસે અનકુટના જેવી તરેહવાર રસોઇ

તઇયાર કરાવી હતી. તે મારૂજીને સુવર્ણના પાટલા ઉપર બેસારી તેમની રૂચી પ્રમાણે તૃપ્ત કરી જમાડીને ઠંડુ જળપાન કરાવીને પાનનાં બીડાં આપ્યાં તે ખાઇને મારૂજી કહે છે અહો પ્રીયા તેં આજે મને ભાવ સહીત જે જે માન આપ્યું છે તે જોઇ હું ઘણો પ્રસન્ન છું તેમ તારૂ રૂપ અને ગુણ જોઈ મોહીત છું. એવું કહેતાં ઘણી જાતના અત્તરની ખુશબો આવી તે જોઇ સુઘડદે પુછે છે કે નાથજી અમે એક બે જાતનાં અત્તર વાપર્યા છે, પણ તમારી પાસે ઘણી જાતનાં અતરોની જુદી જુદી ખુશબો આવે છે તેથી મારૂં મગજ તર થઇ ગયું છે એમ કહી બે હાથ જોડી વીનંતી કરી કહે છે કે હે પ્રાણનાથ મેં ઘણા દીવસથી આપની સુકીર્તી સાંભળી છે તે દીવસથી મનથી તમને વરી ચુકી છું. પણ આજે તનથી વરો તો ઉપકાર થશે. એવો ઉત્તર મળતા કોઇ ન જાણે વીવાહની સામગ્રી મગાવી ગોરને બોલાવીને ગણેશ પાટ બેસાર્યા એટલે દેવલદે કહે છે હે પ્રીય સખી તારે ને મારે ન્હાનપણની પ્રીતી છે તેથી મારી પ્રકૃતીની તને સર્વે ખબર છે માટે હે બેન મારૂજી ઉપર માંરૂં પણ મન બહુ મોહીત થયું છે તેથી હું પણ એમને પરણીશ તો આપણ સદા સંતોષ પામી સંજોગે રહીશું. વળી તમારીકને પ્રાણપતીની સદાય આજ્ઞા પાળીશ તે સાંભળી સુઘડદેને બહુ દયા આવી તેથી વાત કબુલ રાખીને બેઉ સખી પ્રેમ સહીત ગોરની સાક્ષીએ મારૂજીને વરી મંગળ ફેરા ફરી ગોરને દક્ષણા આપી રાજી કરીને કહે છે કે ગોર દેવ આ વાત કોઇને કરશો નહી હો. ગોર કહે સારૂં બાઇ એમ કહી ગોર પોતાને ઘેર ગયા એટલે નાના પ્રકારના પુષ્પ મગાવી પલંગ ફરતી જાળી ગુંથાવીને તેમાં મારૂજીને સુવારીને બેઉ બે પગ ચાંપવા મંડી તે જોઈ મારૂજી પણ બહુ પ્રસન્ન થયા એમ હાસ્યવીનોદથી રાત્રી પુરી કરી સવાર થતાં પેહેલા માંરૂજીએ

કહ્યું કે તમે બેઉં જણ સજીને તૈયાર થાઓ કેમકે હવે પછી હું એક પળવાર રોકાનાર નથી તે સાંભળી બેઉ સાખીયોએ પોત પોતાને ઘેરથી પોતાના વસ્ત્ર અલંકાર તમામ લઈને સુત્રડદેના રથમાં બે જણી બેઠી એટલે મારૂજી પણ પોતાનાં સરવે હથીયાર બાંધી ઘોડા ઉપર બેશી રથની આગળ થયા ને શહેરના દરવાજા આગળ ગયા એટલે દરવાને સુત્રડદેનો રથ ઓળખીને હાંકનારને પુછયું કે આ રથ રાજ પુત્રી સુત્રડદેનો છે તે સવારના પોહોરમાં દાસ દાસીયો વગરનો કયાં જાય છે ? એમ કહીને રથને તથા મારૂજીને અટકાવી બીજા સીપાઈ સાથે રાજાને ખબર કેવરાવી કે મ્હારાજ આપની પુત્રી સુત્રડદે રથમાં બેશી એક છેલ પુરૂષ સાથે ગામ બહાર જાય છે. એવું સાંભળી રાજાએ પોતાના પ્રધાનને તથા લશ્કર અમલદારોને આજ્ઞા કરીકે રથ પાછો વાળી મોહોલે મોકલી દહને તે છેલ પુરૂષને પકડી મારી પાસે લાવો એવી આજ્ઞા થતા પ્રધાને કહ્યા પ્રમાણે કામ કરી લશ્કરના જોદ્ધાઓ પાસે ઘેરાવી લીધો તે જોઇ મારૂજીએ પોતાના મનમાં વીચાર કર્યો કે બાર વરસ થયાં હુ બાર નીકળ્યો હુ ત્યારથી તે આજ દીન સુધી જગદેશ્વર મહાદેવે મારી લાજ રાખી છે તેમ આજે પણ આ મહા સંકટમાથી છોડાવશે એમ વીચારી પોતે મહાદેવનું ધ્યાન ધરીને હીમ્મત રાખી એટલે મહાદેવે તેને શુરાતન આપ્યું એટલે પોતાની શીરોહીની તરવાર મ્યાનમાથી કહાડીને અનીરૂદ્ધની જેમ ગરજના કરી કરી વળ્યો તે કેટલાકને સમશેરના સપાટા લગાંવ્યા કેટલાકને ભાલા માર્યા કેટલાકને હાથમાં ઝાલી ચીભડા જેમ પછાડયા એવી રીતે આખી સેનામાં ભંગાણ પાડયું તેથી જોદ્ધાઓ સરવે નાસવા માડયા તે જોઈ પ્રધાને રાજાને કહ્યું કે મહારાજ કોઇ અનીરૂદ્ધ જેવો મહાબળવાન જોધ્ધો આવ્યો છે તે ખુબ લડાઈ કરી બધાને નસાડે છે તે સાંભળી રાજાએ પ્રધાનને કહ્યું કે લડાઇ બંધ કરાવોને

એને મારી પાસે પકડી લાવો તે સાંભળી પ્રધાન તેને ઢંઢો પાડી. સમજાવીને રાજા પાસે લાવી સામો ઉભો કર્યો એટલે તેનું રૂપ જોઈ ખુબ મોહ પામીને પુછે છે કે આપનો કયો દેશ પીતાનું નામ શું અને આપનું નામ શું તથા યુવા અવસ્થામાં શા કારણ માટે પરદેશ નીકળ્યા છો તે સરવ સત્ય કહો તે સાંભળી મારૂજી કહે છે કે મારવળના જસાજામ રાજાની અણુમાનીતી દામાવંતીનો પુત્ર છું. મને સર્વ લોક ગજરો મારૂજી કહીને બોલાવે છે. એવું સાંભળી રાજા પ્રધાનને કહે છે અહો પ્રધાનજી જેની સુકીરતી ચોતરફ ખુબ ફેલાઇ છે તે પુરૂષનું દર્શન થવું દુર્લભ છતાં તે પ્રત્યક્ષ આપણે ઘેર આવ્યા છે માટે હું સુધકદેને કન્યાદાન આપી એની સાથે પરણાવી દઉં તે સાંભળી પ્રધાન કહે છે કે મહારાજ તમારો વીચાર બહુ સારો છે. હું પણ મારી લાડકડી પુત્રી દેવલદેને કન્યાદાન આપી પરણાવી દઉં તો બન્યો સખી બાળપણમા મન મીલાવી છે તેથી એક સ્થાને રહી સુખી થશે. એવો નીશ્ચય કરીને એક મોહોટો સુશોભીત માંડવો બાંધી રૂડું મહુરત જોવરાવી રાજા પ્રધાન બેઉ જણાએ શાસ્ત્ર વીધી પ્રમાણે કન્યાદાન આપવા માંડ્યા તે સમયે સર્વ સાહેલીઓ મળી મધુર સ્વરે ગીત ગાય છે.

દુહાઃ—સહીયર મળી સહુ સાથમારે, તેતો હરખીને ગુણ ગાયરે. તે તો૦ ચોરી બાંધી છે સુંદર ચોકમાં. ત્યાતો શુભ મંગળ વરતાયરે, ત્યાં તો૦ ચાર મંગળ ફેરાફેરવે, તેતો હરખે છે સરવેજનરે; તેતો૦ હસ્તી ઘોડા રથને પાલખી, હીરા મોતીના આપ્યા દાનરે; હીરા૦ પરણી ઉઠયાં બહુ પ્રીતથીરે, તેને આનંદ અંમનમાયરે; તેને૦ સુધકદે દેવળદે બે રાણીઓ તેતો જોઈને રાજી બહુ થાયરે; તેતો૦ સખીયો સહુ આશીશ દીએરે, તમને પ્રસન્ન થયા મહાદેવરે; તમને૦ તેથી મન-વાંછીત વર આપીઓ, સદા કરજો સ્વામીની સેવરે. સદા૦ માયા તે

અમપર રાખજોરે, મારી માયાળુ બન્ને બેનરે; મારી૦ પાછાં મર્હીયર રહેલાં આવજો તમો સંભાળશો દીનરે; તમે.

એ પ્રકારે રાજાએ તથા પ્રધાને પોત પોતાની પુત્રી શાસ્ત્રની વીધી પ્રમાણે પરણાવીવસ્ત્ર, હીરા જડીત્ર સુવર્ણના અલંકારો મોતીના હાર રોકડી સોના મોહોરો અશ્વ ગજરથ પાલખી દાસ દાસીઓ વગેરે ઘણો માલ આપી ખુબ સંતુષ્ટ કરયા તે સમયે સાહેલીયોએ મળી ગીત ગાઇને આશીરવાદ દીધો તે સમયે ઢોલ તાસાં નોબત શરણાઇ ભેરભુંગળ વગેરે નાના પ્રકારના વાજીંત્ર વાગ્યાં તેથી નગરના સરવે લોક જોઇને ખુબ રાજી થયા આખા શહેરમાં નોતરાં દેવરાવી અતી ઉત્તમ તરેહવાર રસોઇ કરાવી સર્વ સંતુષ્ટ કરી જે જેને ઘટે તેવા પોશાકોના ઇનામ આપ્યાં સર્વ યાચકોને રાજાએ તથા મારૂજીયે બહુ દાન આપ્યાં એ રીતે લગ્નનું સર્વ કામ પત્યા પછી મારૂજીયે પોતાના બેઉ સસરા પાસે સ્વદેશ જવાની આજ્ઞા માગી એટલે સર્વ સાથ એકઠા થયા ત્યાં રાજાએ તેમ પ્રધાન તથા તેની સ્ત્રી વગેરેએ પોતાની પુત્રીને બહુ શીખામણ દીધી વળી નીકળતી વખતે બન્નેની માતાએ તરેહવાર વસ્ત્ર અલંકાર આપ્યા પછી જે મારૂજીને આપેલા સેવકો હતા તેને યથાયોગ્ય બતાવી સર્વ સાથ મળી ગાજતે વાજતે વીદાય કરી સઉ સઉને ઘેર ગયા તે બાદ મારૂજી કુચ મુકામ કરી કેટલેક દીવસે ફુલાદેને નગર આવ્યા તેની રાજાને ખબર પડતાં બહુ માન આપી સામઇયું કરી મોહોલમા લાવી સર્વને સંતુષ્ટ કરી ભોજન કરાવ્યું એ રીતે બે દીવસ પરૂણાગત કરી સુઘડદેના પીતા કરતાં બધી વાતે બમણો વીવેક કરી બતાવ્યો પછી સર્વ સાથ તૈયારી ગાજતે વાજતે વીદાય કરવા તે કુચ મુકામ કરતા ચાલ્યા જાય છે. તે દીવસે રાણી ચંપાદે પોતાના મનમાં વીચાર કરે છે કે મારો સ્વામી ગજરામારૂજી મને સત્ય વચન આપી બાર વરસનો વાયદો કરી આ વનમાં મહાદેવને ખોળે મુકી ગયા

છે તેને આજે બરોબર બાર વરસ પુરાં થયા છે તો પણ હજુ સુધી તે આવ્યા નથી તેથી હવે પછી મારા મનને ધીરજ રહેવાની નથી. માટે આ વડના ઝાડ ઉપર ચડીને જોઊ ને તે દુરથી નજરે પડે તો બહુ સારૂં થાય એમ વીચારી તરત ઝાડ ઉપર ચડીને જોયુ તો ઘણે દુરથી એક મોટું લશ્કર ચાલ્યું આવે છે. તે જોઇને પોતાના જીવને હીમ્મત આવી કે લશ્કરમાં મારા સ્વામી હોય તો આજે અત્યંત આનંદ થશે એમ ધારે છે એટલે તે વનમાં પક્ષીયો જુદે જુદે સ્વરે એક પછી બીજું બોલી સારા શુકન આપે છે એટલે તો ખરેખર મારૂજી પોતાના ઘોડા ઉપર બેશી નાના પ્રકારની ચાલથી નચાવતા નચાવતા નજીક આવ્યા એટલે ચંપાદે ઓળખતાં તરત હેઠી ઉતરીને મારૂજી પાસે આવી પુછે છે, કે હે સત્ય વચની સ્વામી નાથ આપ વરરાજાના જેવો ભરજરીનો પોશાક પેરી આવ્યા. છો તે આનંદની વાત છે પણ મહારાજ આપ શરીરે તો કુશળ આનં-દમાં છો. તે સાભળી મારૂજી કહે છે અહો મારી પરમ પ્રીયા પટ-રાણી ? હું જગદેશ્વર મહાદેવજીના પ્રતાપથી ને તમારા આશીરવાદથી તમારો મારો વીયોગ રહ્યો તે દીવસથી તે આજ દીન સુધી કુશળ આનંદમાં છું તેમ તમોએ શુકન કહ્યા તે પ્રમાણે બીજી ત્રણ રાણીયો પરણીને સાથે લાવ્યો છું, ને તે ત્રણેના પીતાએ મને કન્યાદાનમા હીરા જડીત સુવર્ણના અલંકારો તથા સુંદર વસ્ત્રો અને શસ્ત્ર બંધ શુરા યોદ્ધાઓની સેના તથા હસ્તી ઘોડા રથ પાલખીયો ઉંટ વગેરે બધું વીવેક અને પ્રીતી સહીત આપ્યું છે. તે સાંભળી ચંપાદે બહુ પ્રસન્ન થઇ, પછી મારૂજીયે સર્વ સેના સહીત ડેરા તંબુ તાણી તેજ ઠામે વીરામ લેવા રહ્યા ત્યાં મારૂજીયે સેવકો પાસે પુષ્પ બીલી વગેરે મંગાવી પોતે નાહીને ધોએલાં પવીત્ર વસ્ત્ર પેહેરીને મહાદેવજીની પૂજા કરી ચંદન અક્ષત બીલી પુષ્પ અબીલ ગુલાલ વગેરે ચડાવી

ધુપ નઇવેદ આરતી વગેરે કરી મંત્ર પુષ્પાંજલી કરી ચારે રાણીઓને દર્શન કરવાની આજ્ઞા આપી એટલે તે ચારે જણીઓ એકઠી મળી દર્શન કરી તંબુમાં આવી તે પછી બીજા ભાવીક જનો દર્શન કરી પોત પોતાને સ્થાનકે આવી રસોઈ બનાવી જમ્યા રાજા રાણી પણ પોતાના તંબુમા થાળો મંગાવી ભોજન કરી પાન સોપારીનાં બીડા ખાઈ ચારે રાણીઓએ વીવેક સહીત ઘટારત પ્રમાણે વાતો કરી પરસ્પર પ્રીતી બાંધી તે જોઈ મારૂજી બહુ ખુશી થયા પછી તે જ ઠેકાણે રાત્રી નીરગમન કરી મોટે પરોડીયે ઉઠી કુચ કરી લાંબી મજલ કરી ચંપાદેને નગર ગયા તેની રાજાને ખબર પડતા મોટી ધામધુમથી સામઇયું લઇ પોતાના મોહેલમાં તેડી લાવ્યા ત્યા ખુબ માન આપી ભોજન કરાવ્યું તે પછી સર્વને જમાડ્યા એ રીતે પાંચ દીવસ પરણાગત રાખ્યાં તે દરમ્યાનમાં મારૂજીની સાસુને સસરાએ મારૂજીને બાર વરસની મુસાફરીના સર્વ વર્તમાન પુછયા તેની વીગત સહીત ઉત્તર આપ્યો તથા તેમના મનનું સમાધાન થયું, તે બાદ છેલ્લે દીવસ સર્વના કરતા મોઘા મુલના વસ્ત્ર અલંકારો પોતાની પુત્રી તથા જમાઇને આપી સંતુષ્ટ કરી બાજી ત્રણ રાણીઓને પણ પોશાકને અલંકાર આપ્યા તે પછી દાસીઓને હાથીયાર બંધ લસ્કર સર્વના કરતા વિશેષ આપી ખુબ પ્રસન્ન કરી રવાને કર્યાં તે કુચ કામ કરી થોડે દીવસે માંડવગઢ નજીક આવ્યા તેની રાજસેવકોને ખબર પડતાં દુરથી જોઈ તરત રાજા જસાજામને જઈને કહ્યું કે મહારાજ આપણા શેહેર નજીક કોઇ મોટો બળવાન રાજા પુષ્કળ લસ્કર લઇ આવે છે તેની મને ખબર પડતાં તમને કેહેવા આવ્યો છું તે સાંભળી રાજાએ પોતાના ફુલચંદ વજીરને કહ્યું કે હે વજીર આપણા શહેર નજીક કોઈ મહા બળવાન રાજા બહુ લસ્કર લઇ આવે છે. તે યુદ્ધ કરી આપણું રાજ લેશે તો આપણે કેમ કરીશું

એ બળવાન સાથે આપણું કશું જોર ચાલનાર નથી અરે પ્રધાન જો આ વખતે મારો શુરવીર પુત્ર ગજરામારૂ હોત તો તે સામુ યુદ્ધ કરીને મારૂ રાજ રાખત અરેરે હુ કેવો મુર્ખ જે મહા પરાક્રમી પુત્રને વીના અપરાધે વનવાસ કહાડયો છે ને દીવસથી તે આજ દીન સુધી કેટલીક વાતનું જેજે નુકશાન થયું છે તે સરવે તમારા ધ્યાનમા છે. અરેરે તે દીવસથી મન ઘણું ઉદાસ રહે છે. મારી ઉપર નીશ્ચય મહાદેવજીનો કોપ થયો માટે હું અપરાધી ક્ષમા માગી વીનંતી કરૂં છું કે હે જગદેશ્વર મહાદેવ મારા અપાર દુર્ગુણ સામુ ન જોતાં તમારી વડાઇને ભોળાપણુ સામું ન જોઈ હવે મારા ગજરામારૂજીને મેળવશો તો તેની ઉપર હું અપાર વીતીં ગણીશ. એવી રીતે પ્રધાન પાસે વાતો કરે છે એટલે બીજા પાચ સેવકો ઘણી તાકીદથી દોડતા આવીને રાજાને કહે છે કે મહારાજ તમે જરાયે ચીંતા કરશો નહીં એ તો આપનો પુત્ર ગજરામારૂજી પધારે છે, એવું સાંભળી રાજાના મનમા જેવો આનંદ થયો તેવો આનંદ કોઈ દિવસ થયો નહોતો માટે પ્રધાનને હુકમ કરી પોતાની સર્વ સેના તથા નગારા નીશાન નોબત શરણાઇ ભેર બુગળ વગેરે વાજીત્ર સહીત સર્વ તેયાર કરી ગાજતે વાજતે સામઇયુ લઈ મારૂજી પાસે આવ્યા તે સમયે તેણે પોતાનો તીર્થરૂપી પીતા જાણી પ્રેમ પૂર્વક પ્રણામ કર્યા પછી પરસ્પર કુશળ સમાચાર પુછી ગાજતે વાજતે મોટા ધામધુમથી દરબાર આગળ આવ્યા ત્યાં રાજા રાણીઓને તથા પ્રધાનને અને નગરસેઠને સાથે લઈ શેઠ સાહુકારએ સોના રૂપાના ફુલથી વધાવી ગુલાબ ચંબેલી મોગરાના ફુલથી વધાવ્યા પછી દરબારમા લાવી કચેરી ભરી ત્યા પુરવાસી જનોને રાજ રીતે જુહાર કરી કુશળ વર્તમાન પુછયા. પછી રાજાએ જોશીને પુછયું કે મહારાજ ગજરામારૂજીને રાજ્યા ભી-

શેક કરવાનું મુહુરત જુવો તે સાંભળી જોશીયે ટીપણું જોઇ કહ્યું કે મહારાજ આજે કુંભરાશીનો ચંદ્રમાં ત્રાંબાને પાયે ને વળી અમૃત ચોઘડીયુંને સીદ્ધી યોગ છે તેથી શત સંવત્સર સુધી મનવાંછીત ફળ ભોગવશે એવું સાંભળી પંડીતોને આજ્ઞા કરી શાસ્ત્ર વીધી પ્રમાણે રાજ્યાભીષેક કર્યો તે વેળા નાના પ્રકારના વાજીંત્ર વગડાવ્યા. સર્વ કર્મ પુરૂં થયા પછી બ્રાહ્મણોએ આશીર્વાદ દીધો કે હે મહારાજ તમારો પુત્ર દેવપીમ ને મનુશ સર્વને સંતુષ્ટ કરસે એ અમારો આશીર્વાદ રાજાએ તથાસ્તુ કહી તે બ્રાહ્મણોને તથા બીજા સર્વ યાચકોને પોપોતાની યોગ્ય પ્રમાણે દાન આપ્યા, તે પછી સભાસદો સરવેને પાન સોપારીને ફુલના તોરા આપ્યા, અને ગુલાબજળ છાંટી જસોજામ કહે છે હે પરમ પ્રીય પ્રજા જનો. આજ તમે અતી શ્રમ લઇ મને ને મારૂજીને બહુ માન આપ્યું, તેનો ઉપકાર માનું છું. એમ કહી કચેરી બરખાસ્ત કરી તે પછી મારૂજી પોતાની મા, દામાવંતીને તથા અપરમાને પગે લાગ્યો એટલે તેમણે આશીર્વાદ દીધો જસાજામે દામાવંતીને પટરાણી કરી તે બીજી સાતે પ્રસન્ન થઈ કબુલ કર્યું એટલે તેમના લજામણા પુત્રો ગત થયા બાદ સાતેને સારા પુત્રો આવ્યા તેથી સરવે ગંપીને ચાલી મારૂજીયે રામ રાજ જેવી નીતી ચલાવી તેથી સર્વ પ્રજાને આનંદ થયો.



## બુકસેલર મંગળદાસ જોઇતારામના પુસ્તકાલયમાં તદન નવાં પુસ્તકોનું પ્રાઇસ લીસ્ટ.

**લંકાપતી રાવણ**—એ નામથી કોઈ પણ માણસ અજાણ્યું નથી છતાં જેને પોતાના પરાક્રમ વડે પાણી, પવન, અગ્ની વગેરે તેની તહેનાત ઉઠાવતા હતા વળી જેના એકજ અવાજથી ધરતી ડોલાયમાન થતી હતી એવા જબરજસ્ત યોધાનું પરાક્રમ સાહસ અને અનીતીનાં આચરણ વગેરે હકીકત જાણવી હોય તો તુરત મંગાવો. કિં. ૦—૧૨—૦.

**છત્રપતી દુર્યોધન**—આ બુકની અંદર પાંડવ અને કૌરવ વૈચ્ચે પાણીપતના મેદાનમાં અઢાર દીવસ લગી ચાલેલા ભયંકર યુદ્ધમાં પોતાનો અભીમાન છોડતો નથી તેમજ મરણની તૈયારીએ પડેલો છતાં જેણે કોઇની પાસે પ્રાર્થના કરી નથી એવા જબરજસ્ત યોધાનું પરાક્રમ જાણવું હોય તો જરૂર મંગાવો. કિં. ૦—૮—૦.

**મોહનની મોરલી**—કૃષ્ણ પરમાત્માએ વનની અંદર પોતાની મધુર બંસીથી કેવી રીતે હજારો ગોપીઓને ઘેલી કરી વળી જેની મધુરી બંસીના નાદથી ગોકુલ, મથુરાં અને જંગલમાં રહેનાર માણસો તેમજ પશુ, પક્ષીઓ રાત દીવસ ગુલતાનમાં રહી પોતાના દેહનું ભાન ભુલી જેઓ નીરંતર કૃષ્ણના નામનેજ જપે છે એવા કૃષ્ણ વાસુદેવનું પુસ્તક ખાસ ઘરમાં રાખવા લાયક એકદમ મંગાવી લ્યો, કિં. ૦—૧૦—૦.

દરેક પુસ્તકો મલવાનું ઠેકાણું—
**બુકસેલર મંગલદાસ જોઇતારામ**
**રીચીરોડ,—અમદાવાદ.**